# પોતાની મોતની યાદમાં



# પોતાની મોતની યાદમાં

## ફાની દુનિયાથી
## આખેરતના સફર
## નીં
## પહેલી મંઝીલ

# કબરની પહેલી રાત


લેખક

સુફી મોહંમદ ઈસ્માઈલ માલીર કોટલા

અનુવાદક

મોલ્વી આબીદ ઈલોલવી.



પ્રકાશક

મૌલાના મો. સુલેમાન સા. મજાદરી

નુરાની કુતુબખાના

મુ. છાપી

જિ. બનાસકાંઠા

# અનુક્રમણિકા

# પ્રસ્તાવના

ભાઈયો ! આ કિતાબ કબરની પહેલી રાત જે ઘણી મહેનતના પછી આપના સામે મુકવામાં આવી છે. જે હવે આપના હાથોમાં છે. તેને લખવાનું કારણ બિલકુલ લખવાની જરૂરત નથી. પરંતુ આ આખી કિતાબ લખવાના કારણ પર જ લખવામાં આવી છે. જેને લખવાનો મતલબ અને હેતુ તેમ તેને છપાવવાનો મતલબ અને હેતુ ફક્ત આપની ભલાઈ અને હમદર્દી અને આપની ખિદમત કરવી છે. જેનો સાક્ષી અલ્લાહ કાફી છે...ન કે દુનિયા ન એ કમાવવા માટે તેને લખવામાં અને છપાવવામાં આવી છે. અલ્લાહ પાક એવા બુરા ખ્યાલ અને બુરી નીયતથી હિફાઝત કરે...આમીન.

તેને લખવાનું કારણ ફકત પોતાની નજાત અને ઈસાલે સવાબ–અને આપની ભલાઈ અને ખૈરખ્વાહી સમજીને લખવામાં આવી છે–તો મારા દોસ્તો ! દુનિયાની નેઅમતોના નકશામાં ફસાઈને ધોકામાં પડશો નહીં–જીંદગી ખતમ થઈ રહી છે.–અને આ બધી નેઅમતો પણ ખતમ થઈ જશે......જ્યારે તમો કોઈ જનાઝો લઈને કબ્રસ્તાનમાં જાઓ–તો એ વિચારતા રહેશો કે અમારો પણ એક દિવસ એવી રીતે જનાઝો ઉઠાવવામાં આવશે.

તો આપથી ફકત એ જ કહેવું છે કે આ કિતાબમાં જે પણ લખવામાં આવ્યું છે, તેને વિચારીને પઢશો અને પછી અમલ કરશો. અને મને પણ આપની દુઆઓમાં યાદ રાખશો......

ફયારબ્બિગફીર વરહમ વ અન્ત ખૈરૂર્રાહેમીન ૦

# કબરની રાતની પુકાર

## 'મને જરૂર વાંચતા જશો'

આપ એકાંતમાં બેસીને ક્રમથી ક્રમ એક વખત પ્રથમથી આખિર (અંત) સુધી જરૂર પઢશો. મારા આવવાના પહેલાં મને જરૂર ઓળખશો.

હું તે રાત છું... જે હરેકને પેશ આવું છું અને અનકરીબ (થોડા સમય પછી) તમો બધાને પેશ આવીને રહીશ...... અને મેં તમોને મારે આવવાની ખબર આપી દીધી છે. હું માટીના નીચે સખ્ત અંધારી રાત છું...... પછી મારી અંદર આવીને એમ ન કહેતા કે હાય મને ખબર ન હતી...... હાય હું ભુલી ગયો. હાય હવે મારી તોબા.

યાદ રાખો ! પછી તે ચિસો પાડવાથી અને રોકકડ કરવાથી કંઈ કામ ચાલશે નહીં.

પરંતુ તને સખ્ત અઝાબ અને મુસીબતોનો સામનો કરવો પડશે.

અગર રોશની (અજવાળું) ચાહતા હોવ તો ચિરાગ (બત્તી) લઈને આવશો. અને યાદ રાખ !

તે બત્તી સળગે છે. પાંચ ટાઈમ નમાઝથી. તહજજુદની નમાઝથી. કુરઆન મજીદની તિલાવતથી નેક અમલોથી, અલ્લાહ અને તેના રસુલ (સલ.)ની પુરેપુરી ફરમાબરદારી કરવાથી અને પોતાના નફસની મુખાલેફત કરવાથી.

ફર ઝમીકે નીચે જાનેકી ભી ફીકર. ઉંચે ઉંચે યા તું બનાએ, મહલ
રૌશનીકી કબરકા સામાન કર, કામ જો કરને હેં કરલે આજકાલ.

## કબરવાળાની પુકાર

આયેથે ચમનમેં તેરે સેરે ગુલશન કર ચલે
સંભાલ માલી બાગ અપના હમતો અપને ઘર ચલે
ઓ રાહ જાને વાલો કુછ પળહકર બખ્શ જાના
અગર હો ખ્યાલ તુમકો ઈસ મેરી બેકસીકા
હો કભી જિસ્કા ગુઝર ઇસ બસ્તીએ ખામોશસે
મેરી કબરપર ભી આકે પળહ કે જાએ ફાતેહા!
ફી સબીલિલ્લાહ કરમ ઈતના તો કરતે જાઈયે
ફાતેહા નાચીઝ કી તુરબત પે પળહકે જાઈયે
ફાતેહા મરકદે વેગાન પે ભી પળહતે જાઈયે
કેહદો કે જો હેં ઈસ રાહ સે ગુઝરને વાલે
ફાતેહા તુરબત પેં મેરી લિલ્લાહ પળહતે જાઈયે
મેરે મુહસિન જો હેં ઇસ રાહસે ગુઝરને વાલે

## કબરની પુકાર

હુઝૂર નબીએ કરીમ (સલ.) એ ઈરશાદ ફરમાવ્યો કે કબર પર કોઈ દિવસ એવો ગુઝરતો નથી જેમાં તે એ એલાન ન કરતી

હોય કે અય આદમના બેટા ! તું મને ભુલી ગયો હું એકાંતનું ઘર છું. હું વહેશતનું ઘર છું હું તંગીનું ઘર છું. હું કીડાઓનું ઘર છું.

આપે ઈરશાદ ફરમાવ્યો કે જ્યારે મુરદાને કબરમાં દફન કરે છે તો કબરથી એ અવાઝ આવે છે કે અય માણસ ! તું કેટલો ગાફિલ અને બેફિકરો હતો કે તું મારા પર આખી જીંદગી બેદર્દીથી ફરતો રહ્યો હાલાકે તું જાણતો હતો કે તારી આખરી મંઝીલ હું છું...... અને મારી અંદર કીડાઓનાં ઘર છે. હું ગમ અને તકલીફની જગ્યા છું. હું તે ખતરનાક જગ્યા છું કે જ્યાં ફક્ત અંધારૂ ને અંધારૂ જ છે. તું અફસોસ કે તે તુંએ ન કોઈ દિવસ વિચાર્યું અને ન યાદ રાંખ્યું.

### યાદ રાખો !

કબર કહે છે કે હું તે મરવાવાળાઓના કફન ફાડી નાખું છુ. બદનના ટુકડા ટુકડા કરી દઉં છું. ખુન બધું ચુસી લઉં છું. ગોશ્ત ખાઈ જઉં છું. અને આદમીના સાંધે સાંધા જુદા કરી દઉં છું.

## આપણે ભુલી ગયા

પોતાના ખરાબ અમલોના કારણે આપણે પોતાની અસલને અને આખેરી મંઝીલને ભુલી ગયા આપણે પોતાના ખાલિક અને માલિક ને ભુલી ગયા. આપણે પોતાને દુનિયામાં આવવાનો હેતુ ભુલી ગયા- આપણે પોતાની મૌત અને કબર ને ભુલી ગયા.

આપણે પોતાના પર સકરાત નો ટાઈમ આવવાને ભુલી ગયા. આપણે કબરમાં મુન્કર અને નકીર ના સવાલો અને ત્યાંના

ખતરનાક હાલાતને અને કબરની તંગી તેમ તેના અંધારાને ભુલી ગયા.

આપણે પુલસિરાત પરથી ગુઝરવાને ભુલી ગયા.

આપણે દોઝખના અઝાબનો ડર અને ત્યાંના ખતરા ભુલી ગયા.

આપણે પોતાને અલ્લાહની સામે હિસાબ આપવા માટે ઉભા થવાને ભુલી ગયા. આપણે આખેરત અને ત્યાંના હિસાબ કિતાબને ભુલી ગયા, એટલા સુધી કે આપણે પોતાની દુનિયા અને દુનિયાના માલને અને તેના ખ્યાલને અને કારોબારના સિવાય તે બધું ભુલી ગયા.

આપણે દુનિયાની અને માલ ભેગા કરવાના કાદવમાં ફસાઈ ગયા. અને દુનિયા આપણી તબીયતમાં અને નસે નસમાં બસી ગઈ છે. આ જ કારણ છે કે આપણી દુનિયા આબાદ અને આપણી આખેરત બરબાદ. એ માટે આપણને આબાદીથી બરબાદી તરફ જવું પસંદ થતું નથી. અને મૌતથી આપણને નફરત છે. એ માટે કે ત્યાં જવાના માટે આપણે કોઈ તૈયારી કરી નથી. યાદ રાખો ! મૌત અને કબરથી ડરવું છે...... અને અલ્લાહ તઆલાની દરેક નાફરમાના કરવાવાળો કેમ કે તેને અલ્લાહ થી મળવું પસંદ થતું નથી.

## અન્જામની નસીહત

અય તે માણસ જે દુનિયાની રંગ રંગેલીયો અને મોજ મજામાં પડીને ખુદાની યાદ અને પોતાના અન્જામ (રીઝલ્ટ) થી ગાફિલ છે.

કોઈ દિવસ પોતાના સગા અને કરીબી રીશ્તેદાર તને જીગરી દોસ્તની મૌતનો નકશો યાદ કરીને સોચ તે કેવી રીતે મર્યા. અને

પછી કેવી રીતે તેમના જનાઝાને ખાટલા પર મુકીને માટીના નીચે દબાવી દીધા. જે કાલે ઠાઠ બાઠ અને શણગારી ને મહેલ અને ઘરોમાં રહેતા હતા. હાય તમોએ તેમના પર કંઈ પણ તરસ ન ખાધો અને તમોને થોડો પણ રહમ ન આવ્યો. જે કાલે તમારા ઉપર જાન (જીવ) આપવા માટે તૈયાર રહેતા હતા. તમોએ તેમના પર પોતાના હાથોથી માટી નાંખી દીધી. હવે માટીએ તેમની શકલ અને સુરત નો શું હાલ કર્યો હશે. તેમના બદનના ટુકડા ટુકડા કરી દીધા હશે. કેવી રીતે તે પોતાના બીબી બચ્ચાને યતીમ પોતાના ભાઈઓ અને રીશ્તેદારોને રડતા છોડીને ચાલ્યા ગયા. તેમનો માલ તેમનાં જાત જાતનાં કપડાં અને તેમનો બધો સામાન અહીંયાં પડી રહી ગયો. હાય તેમના સાથે કંઈ પણ ન ગયું. અને ન જ તેમના સગાઓએ કંઈ આપ્યું. મરતાં જ તેમનાં બધાં કપડાં ઉતારી લેવામાં આવ્યાં. તેમની ઘડિયાલ અને તેમની વીંટી સુધી ઉતારી લેવામાં આવી. તેમના બધા ખજાનાઓ પર કબ્જો કરી લીધો. તેમને બિલકુલ નવસ્ત્રા કરીને કફનમાં લપેટીને દુર વિરાન જંગલમાં લઈ જઈને સેંકડો મણ માટીના નીચે દબાવી દીધા. અને આજ સુધી પછી તેમની કોઈએ ખબર સુધી ન લીધી કે કોણ હતું અને શું થયું અથવા અમારો તેનાથી શું તઅલ્લુક હતો. યાદ રાખ! ભુલેલા અને ગફલત ભરેલા ઈન્સાન, આ જ હશર એક દિવસ તારો પણ થશે. આ તારું અભિમાન અને તારો ઠાઠ બધો માટીમાં મળી જશે. તારી કબર પર પક્ષી કોઈ આવશે નહી. જમીનમાં દબાએલો પડયો હશે. પછી ઉઠી પણ નહી શકે. તારી કબર પર ઘાસ અને ઝાડ હશે. અને તારી કબર પર જાનવર ચરતાં હશે. કેવા કેવા ખરાબ લોકો તારી કબર પરથી પસાર થશે. અમુક લોકો ચાલીને અને અમુક, બદબખ્ત સાયકલ પરથી જ ન ઉતરશે. અને અમુક બદ તરીન પેશાબ સુધી કરશે.

અને ઘણા ઠાઠ બાઠવાળા પીકચર અને ફોટાઓના આશિક અને યુરોપીયન ફેશન પસંદ કરવાવાળા. અને બદકિસ્મત દીને ઈસ્લામ જુનુ થઈ ગયું છે. નઝાકતના પુતળા! જે નરમ નરમ બિસ્તરો પર પડીને આખી રાત મજા લઈ લઈ ને સુઈ રહે છે કે ખુદાની યાદથી તેની પુકારથી ગાફિલ થાય છે. અને માટીના બિસ્તરને ભુલાવી દેવાવાળા. પોતાની જાતીમાં મુંહ નાખીને વિચાર કર જેમને તું આજે જંગલમાં એકલા છોડીને માટીના નીચે દબાવીને આવ્યો છે. તે કેવા રીતે મહેફીલોમાં બેસીને હસતા અને બીજાઓનો મઝાક ઉડાવતા હતા. આજે તેઓ કબરોમાં ચુપચાપ પડયા છે. કેવા રીતે દુનિયાની લજ્જત અને આરામમાં મશગુલ હતા! આજે માટીમાં પડયા છે.

તેઓએ મૌતને કેવી ભુલાવી રાખી હતી! આજે તેના શિકાર અને તેનો કોળિયો બની ગયા.

જવાનીના નશામાં કેવા મસ્ત હતા.! હાય આજે તેમને પુછવાવાળું પણ કોઈ નથી.

દુનિયાના ધંધાઓમાં હર વખત મસ્ત રહેતા હતા. આહ! હાય કે રાત દિવસ અને સવાર સાંજ તેમને ચૈન અને શાંતિ અને સબર ન હતી. આહ! આજે હાથ અલગ પડયો છે. પગ જુદા પડયા છે. કાન! જેને રેડિયો અને ગાયનો સાંભળવાથી ફુરસત ન હતી. અને ખુદાની વાત સાંભળવા તૈયાર ન હતા. અલગ અલગ પડેલા છે. આંખો (જેને ટેલીવીઝન અને પોતાના મઅશુક અને મહબુબની તરફ જોવાથી ફુરસત ન હતી.) આજે બહાર પડેલી છે. ઝુબાન (જીભ) ને કીડાઓ લાગી ગએલા છે. જેને પાન ખાવાથી સીગારેટ પીવાથી ચાડી અને ગીબત કરવાથી તેના વગર બીજુ કંઈ કામ જ ન હતું. કીડાઓએ ખાઈ ચાટીને

શું હાલ કરી દીધો છે. બદનમાં કીડા પડી ગયા જેને શણગારીને અને નહાવા ધોવા અને ખુશબુ લગાવવામાં અને પોતાને મોટા તાજો સ્વચ્છ દેખવાના વગર કંઈ બીજુ સારૂ જ લાગતું ન હતું. કેવા દાંત કાઢીને હસતા હતા. આજે દાંત પડી ગયા છે. કેવા કેવા પ્લાનો સોચના હતા. વર્ષોના ઈન્તિઝામ સોચતા હતા. હાલાંકે મૌત માથા પર સંવાર હતી મરવાનો ટાઈમ નજીક હતો. પરંતુ તેમને ખબર જ ન હતી કે મારી સાથે શું થવાનું છે. આજ રાત્રે નરમ બિસ્તરા પર નહી. પરંતુ કબરમાં માટીના બિસ્તરા પર હોઈશ. શું તેં કંઈ આવું જોયું અને સાંભળ્યું નથી ? તો યાદ રાખ ગાફિલ ! દુનિયાના આકિલ ! કે આ જ હાલ તારો પણ થવાનો છે. આજે આટલા ઈન્તિઝામો કરી રહ્યો છે. લાંબી લાંબી ઈસ્કીમો અને પ્લાનો સોચે છે. કાલનો ખબર નથી કે શુ થશે. ? કયાં તારી આ ઈસ્કીમો હશે અને કયાં તું હશે. કોણ જાણે કાલ કયા ઝાડના નીચે દબાએલો હશે.

આગાહ અપની મૌતસે કોઇ બશર નહીં
સામાન સો બરસકા હય પલકી ખબર નહીં

તો યાદ રાખ ગાફિલ ! મારી નસીહતને ગળે બાંધી લ આ 'આવવાળું' મન્ઝર અને નકશાને હર વખત પોતાની આંખોના સામે રાખ. આ કોઈ નોવેલ કે વાર્તા અથવા કહાની કે કિસ્સો અથવા કોઈ પેપરની ખબર. નથી. પરંતુ આ તારો એકસરે અને ફોટો છે. અને તારે રડવુ હોયતો તેને જોઇને અને યાદ કરીને રડી લે. જો અગર તું હવે પણ ન સમજે તો આ તારો ઘણો મોટો વાંક.

## નઝમ

### (દુનિયાથી જવાવાળા દિવસની યાદમાં)

અઝીઝો આલમે ફાનીસે જબ અપના ગુઝર હોગા
નિકલ કર ઈસ મુલ્કસે ઝેરે ઝમીં જંગલ મેં ઘર હોગા

અંધેરા તંગ વો ઘર હૈ. તકીયા ઔર ન બિસ્તર હૈ
મકાને પુર ખતર હોગા, ન આન્ગન ઔર ન દર હોગા

મુજે હે ખૌફ ઉસ દિનકા, ન જાનું કૈન્સા વોહ દિન હય
કે જિસ દિન યે ઝમીનો આસમાન, ઝેરો ઝબર હોગા

ન જાને હમ કિસીકો, ઔર ન કોઈ હમકોહી જાને
ન કુછ પહેચાન હાકિમસે, કહો કયુંકર ગુઝર હોગા

## નસીહત

અય ગફલતમાં પડેલા ગાફિલ ઈન્સાન જે રાત દિવસ, સવાર સાંજ અને દરેક મહિના અને વર્ષો એટલા સુધી કે આખી જીંદગીથી આ ફના થવાવાળી દુનિયા અને બેવફાના કાદવમાં ફસે છે. અને કોઈ દિવસ ભુલથી પણ પોતાના માલિક અને ખાલિકને અને પોતાના મૌતને કોઈ દિવસ યાદ કરતો નથી આ વાંતને યાદ રાખ ! કે તું રાત દિવસ મૌતથી નજીક થઈ રહ્યો છે. અને પોતાના પગોને ઘસી તેઝીના સાથે પોતાને કબરની તરફ લઈ જઈ રહ્યો છે. તારૂં ફલ પાકી ગયું છે. તારા ફૂલની ડાળી કરમાવાવાળી છે. તારી સવાર અને સાંજ ગુઝરવાવાળી છે. તારી ઉમ્મીદો ખતમ થવાવાળી છે. તારી મૌત એકદમ નજીક આવી ગઈ છે.

આજે જેને તું પોતાનો સાથી સમજી રહ્યો છે જેમના સાથે તું પોતાનું દિલ બહેલાવી રહ્યો છે. એ તારે કંઈ કામ આવશે નહીં અને તને કંઈ ફાયદો આપશે નહીં. એ કાલે તને પોતાના ખભાઓ પર ઉઠાવીને લઈ જશે. અને તને એકલાને અંધારી કબરમાં એકલાને છોડીને આવતા રહેશે. જ્યાં તારો ન કોઈ સાથી અને ન કોઈ મહેરબાન હશે. એ માટે આજ એ દિવસના માટે એકાંતમાં બેસીને રડ દુનિયાની લાલચ અને ઉમ્મીદની નહીં પરંતુ પોતાની કબર અને હશરમાં કામિયાબીની સોચ. એ માટે આજે વખત છે કંઈ સોચવાનો અને કરવાનો, ન કે કાલે.

## પોતાની જીંદગીનો હિસાબ

અય દુનિયાના અસ્બાબ અને ઝીનત પર કુરબાન થવાવાળા ઈન્સાન ગૌરથી સાંભળ પોતાની આવવાવાળી કહાની આહ અય ગાફિલ !

(૧) તેં ગફલતમાં ઉમર બરબાદ કરી દીધી ઉઠ જાગ જલ્દી હોશમાં આવીને પોતાના ગુનાહોની તલાફી કર કે આજે તારી પાસે મોહલત છે.

(૨) જે ટાઈમ હાથથી નીકળી ગયો તેના પર આંસુ વહાવ [illegible]તીથી પાછલી જીંદગી પર શરમિન્દગીના સાથે તોબા કર.

(૩) હજુ પણ કમ્મર બાંધીને નેક અમલો કરવાની કોશીશ કર. કેમકે મહેનત કરવામાં કામિયાબી છે. અને ગફલત તેમ સુસ્તીનું પરિણામ બદબખ્તી છે.

(૪) તારી કામિયાબી મહેલ બનાવવા દુનિયાનો સામાન ભેગો કરવા. આઝાદી મક્કારી અને ચાલાકીના સાથે માલ અને દવલત ભેગી કરવામાં નથી. પરંતુ તારી અસલ કામિયાબી અલ્લાહ અને રસુલનો પુરેપુરી ફરમા બરદારી કરવામાં, પોતાની

મૌતને યાદ કરવામાં અને કબર તેમ આખેરતની જીંદગી બનાવવામાં છે....એ માટે તું દુનિયામાં એવી રીતે રેહ જેવી રીતે એક મુસાફિર રહે છે. કે તે રસ્તો ચાલતાં કોઈ બખેડા કરતો નથી.

(૫) હંમેશા રહેવાની જગ્યા તો ફક્ત આખેરત છે. અને દુનિયા ઘણી થોડી મુદ્દત માટે નક્કી કરવામાં આવી છે. અને અસલ કામિયાબીતો આખેરતની કામિયાબી છે. જેને આખેરતની કામીયાબી મળી ગઈ તેણે પોતાની મુરાદને પ્રાપ્ત કરી લીધી,

(૬) દુનિયામાં આજ સુધી જેટલા પણ લોકો આવ્યા. તે બધા એક બીજાના પછી પોતની મંઝીલની તરફ જતા રહ્યા. યાદ રાખ ! તું પણ એવી રીતે એક દિવસે જતો રહેશે.

(૭) અહીયાં કેટલા આવ્યા અને કેટલા જતા રહ્યા. પરંતુ અફસોસ કે તને કંઈ ઈબ્રત અને નસીહત હાસિલ ન થઈ. આ દુનિયામાં જે પણ આવ્યો જવા માટે આવ્યો. ?

ફીરભી મરનેકા નહી હકકુલ યકીન
તુજસે બળહકર ભી કોઈ ગાફિલ નહી
કુછતો ઈબરત ચાહીયે અય નફસે લઈન.

(૮) જ્યારે તને તે મૌત આવશે. જેને કોઈ ટાળી શકશે નહી. તો માલ અને દવલત તેમ નોકર અને ખાદિમ તારે કંઈ પણ કામ આવશે નહી.

(૯) તે વખતે ડોકટર, હકીમ, દોસ્ત, સગા વહાલા અને સૌ ઘરવાળાં તને બચાવવાની તદબીરો ખતમ કરીને માયુસ (નાઉમ્મીદ) થઈ જશે. અને તારી પાસેથી ઉભા થઈ જશે.

(૧૦) તારા પર સકરાતનું આલમ હશે. કોઈ તારા મુંહ માં ચમચીથી પાણી પાવતું હશે. કોઈ સુરએ યાસીન પઢતું હશે.

(૧૧) તારો શ્વાસ નિકળવાના પછી તારા બદન પરથી પહેરેલાં કપડાં ઉતારીને તને કફનની ચાદરમાં લપેટી દેશે.

(૧૨) તને જમીનના નીચે એકલાને છોડી દેશે. અને પોતાની નઝરોથી ઓઝલ કરી દેશે.

(૧૩) કોઇ કહેશે ઘણો સારો બાપ હતો–કોઈ કહેશે ઘણો સારો દોસ્ત હતો. કોઈ કહેશે ઘણો નેક હતો.

(૧૪) કોઈ કહેશે અલ્લાહ તઆલા મગફેરત ફરમાવે ...... કોઈ કહેશે દુનિયામાં સારી જીંદગી ગુજારીને ગયો. સારો વક્ત પુરો કરીને ગયો.

(૧૫) મગર યાદ રાખ કે તે ઝુબાન થી કહેવાના પછી તેઓ ને એ પણ ખબર ન હશે---કે કોણ જતું રહયું. તેનો કંઈ પણ ખ્યાલ ન હશે. ફકત તેમની પૂરેપૂરી તવજ્જુો માલ, જાએદાદ ને વહેંચવા પર અને આપસમાં વહેંચણી કરવામાં અને લડવા મરવા પર લાગેલી હશે.

(૧૬) તારા માલની વહેંચણીમાં ઓછા વધતા ના લીધે તે એક બીજાથી પોતાને વધારે હક લેવા પર કેંગા કરશે. તે જ બગ્ગાં માં તેઓ વર્ષો સુધી કેદમાં રહેશે. અને પછી કોઈ જીતી ગયું અને કોઈ હારી ગયુ. લડાઈ અને કેસના પછી પરિણામ એ આવશે કે આપસમા એક બીજાના સંબંધ ખતમ થઈને અને એ જ હાલત માં આ દુનિયાથી તેઓ પણ જતા રહેશે.

(૧૭) અને પછી તેઓ ઘણી જલ્દીથી પોતાના ધંધામાં પાછા લાગી જશે. અને પોતાની દુનિયામાં મશ્ગુલ થઈ જશે. અને પછી તે તને ભુલથી પણ મહેફિલોમાં કે એકાંતમાં યાદ કરશે નહીં.

(૧૮) અરે ગાફિલ ! જે કે ધોકામાં પડેલો છે. તેમની દોસ્તીથી ધોકામાં ન પડ. સૌથી સારો દોસ્ત અને સાથી તારૂં નેક અમલ જ છે.

(૧૯) દિવસો પસાર થઈ રહ્યા છે. અને કબર મું'હ ખોલીને તૈયાર છે. મૌત માથા પર ચીલની જેમ ચક્કર લગાવી રહો છે. ઈઝરાઈલ રૂહ લેવાની તાકમાં છે. હાલાત બદલી રહ્યા છે. ખતરનાક હાલાત સામે આવવાના છે. તંગ અને કડવી તેમ ખતરનાક ઘાટીઓથી ગુઝરવાનું છે. પરંતુ તારી ગફલતનું આ આલમ છે કે કાલે શું થવા વાળું છે. માલ અને દવલત ભેગી કરવાની ફિકરમાં છે. દોસ્તોથી હંસી દિલલગી કરી રહ્યો છે. અને દગવાનું ચોરીનું, અને બજારૂ કામ કરી રહ્યો છે. તું એવો બેધડક ચાલી રહ્યો છે. અરે આ શું ગજબ કરી રહ્યો છે ? શા માટે તું માલ અને દવલત તેમ જવાની અને તાકતના નશામાં ચુર છે. ? આખિર તારી આ ગફલત શા માટે છે. ? આ સુસ્તી અને લાપરવાહી અને બેઝારી કયાં સુધી રહેશે ?

(૨૦) તેવા ઘરો પર શું રડવું અને શી ફરીયાદ કરવી, જે ખાલી થઈ ગયાં, અને જેના નિશાન ખતમ થઈ ગયાં. તે યાદગારો અને ખંડેરો પર નોહા અને રોવું તેમ વાવેલા કરવું કેવું ?

(૨૧) જયારે નાનપણનો ઝમાનો ગુઝરી ગયો તો પછી આ નાનપણું કેવું ? ગઝલ અને વાર્તા બાઝીનો ટાઈમ વીતી ગયો તો પછી આ શેર શાઈરી કેવી ?

(૨૨) પચાસ વર્ષની ઉમર થઈ ગઈ. છતાં પણ એ ખેલ તમાશાનો શું મતલબ ?

(૨૩) લેલા મજનુની મૌત. તેમની જુદાઈ. અને તેમની મોહબ્બતના કિસ્સાઓને હવે છોડી દે.

(૨૪) આ તારા બેનફા દોસ્તો કેટલી પણ મોહબ્બત અને ખુલુસ, બતાવે, તારા પર પરવાનાની જેમ કુરબાન કેટલા પણ થાય ખુદાની કસમ એ કોઈ પણ રીતે ખોટથી ખાલી નથી.

(૨૫) યાદ રાખ! હસીનાઓ, નાઝનીનોની મોહબ્બત એકદમ બદ-નસીબી અને શરમિન્દગી છે. આ તારૂ દરરોજ સવાર-સાંજ નું શણગરવું. નાચવું ગાવવું, અને દોસ્તોના સાથે રાત દિવસ ખાવું-પીવું. મોજ મજાની રંગેલીયો મનાવવી, શરાબ અને કબાબના નશામાં મસ્ત રહેવાનો અંજામ આખેરતની રૂસવાઈ અને જિલ્લત ના સિવાય શું છે ?

(૨૬) હજુ પણ ટાઈમ છે. મારૂં કહેવું માનીલે. કે હરેક મહબુબની મોહબ્બથી દૂર રહીને...હઝરત મોહંમદ મુસ્તફા (સલ.) થી મોહબ્બત અને ઉલફતનો રિશ્તો જોડીને દિલોજાનથી દરેક કામમાં તેમની પૂરેપૂરી ફરમા બરદારી અને ઈતાઅત કરીને—અને તેના પર જ પોતાની નજાતનો ભરોસો અને ઉમ્મીદ રાખ.

(૨૭) જનાબ રસુલુલ્લાહ (સલ.) નીમોહોબ્બત અને તાબએ-દારીનું હોવું ઈજ્જત અને કામયાબી અને ઈમાનની અલામત (નિશાની) છે. એ માટે તેમની પુરેપુરી ઈતાઅત કર. કેમકે આપની મહોબ્બત તે જોરદાર રિશ્તો છે જે કોઈ દિવસ તુટી શકતો નથી

(૨૮) હુઝૂર (સલ.) ની મોહબ્બત. ઈન્સાનના માટે દીન અને દુનિયામાં ઈજ્જત. કબરમાં મોહબ્બત અને આખેરતનું ભાથું છે.

(૨૯) તે અલ્લાહ નું એહસાન સમજીને શુક્રીયો અદા કર કે જેણે તને તેમનો ઉમ્મતી બનાવ્યો અને તેમની મારેફત તને ઈનામ મળ્યું.

(૩૦) જનાબ રસુલુલ્લાહ (સલ.)નું એ એહસાન સમજ કે આપે ફરમાવ્યું–આદમી તેના જ સાથે હશે જેનાથી તેને મોહબ્બત હશે. આ બિલકુલ સાચો વાયદો છે. જેમાં કોઈ શંકા નથી. "અલમરઓ મઅ મન અહબ્બ".

(૩૧) ઈલાહી મને રસુલુલ્લાહ (સલ.) ની સાચી મોહબ્બત અને તેમની સાચી ફરમાબરદારી નસીબ ફરમા. તેમના નકશે કદમ પર ચલાવ તેમની શફાઅત નસીબ ફરમા. હું તેમની શફાઅતનો ઉમ્મીદવાર છું. કેમકે મોહબ્બત કરવા વાળાને મહબુબ થી પુરી ઉમ્મીદ હોય છે. અય અલ્લાહ! રસુલુલ્લાહ (સલ.) પર પોતાની રહમત અને દુરૂદ અને સલામ નાઝીલ ફરમા. અને મને પણ રાત દિવસ હુઝૂર (સલ.) પર દુરૂદ મોકલવાની તોફીક આપ. અને મારા આ કામમાં બરકત આપ. (આમીન યા ઈલાહુલ આલમીન) યા રબ્બે સલ્લે વ સલ્લિમ દાએમન અબદન અલા નબીયેક વ હબીબેક વ બારિક વ સલ્લિમ અલયહે.

## ઈન્સાનનો અંજામ

(૧) હાય મારી ગફલત અને સુસ્તીને કે હું આખી જીંદગી અલ્લાહ અને રસુલ (સલ.) ના આહકામો તોડતો રહ્યો. તેમની વાત માનવાથી જી ચુરાવતો રહ્યો. હંમેશા પોતાની દુનિયા અને દોસ્તોને દીનથી આગળ જાણ્યા. અને દીનને જે ખુદા અને રસુલનો હુકમ હતો તેને નીચી નિગાહ થી જોયું. અને તેને પીઠ પાછળ નાખી દીધું હાય મેં આ શું કર્યું ? કે મારૂં સફર અજાણ્યું છે. મારા સફરનો સામાન મંઝીલ સુધી પહોચવાના માટે કાફી નથી. મારામા ન હવે તાકાત છે ન કુવ્વત. અને મૌત દર રોજ મારી ખાંણુમાં રહે છે.

(૨) મારા માથા પર ગુનાહોનો એટલો બોજ (ભાર) છે કે જેની ખબર મને પણ નથી. પરંતુ અલ્લાહ ખુલેલા અને છુપેલા થી વાકિફ છે. મારા નાના અને મોટા બધા ગુનાહ અલ્લાહના પાસે લખેલા છે.

(૩) અલ્લાહ તઆલા કેટલો હલીમ છે કે તે ગુનાહો હોવા છતાં મને મોહલત આપી રહ્યો છે. અને હું એવો જાલીમ છું કે હું છતાં પણ પોતાની જાન (જીવ) પર જુલ્મ કરી રહ્યો છું. અને લગાતાર ગુનાહો કરતો રહું છું. અને તે છતાં પણ મારા ગુનાહો પર પડદો ફરમાવી રહ્યો છે હઝારવાર અફસોસ મારા પર.

(૪) આહ ! હું તે છું કે ગુનાહો કરતી વખતે મકાનના દરવાજા સારી રીતે બંધ કરી લઉં છુ. હાલાંકે અલ્લાહ પાકની આંખ છતાં પણ મને જોઈ રહી છે. અફસોસ મેં એ જમીન વાળાઓથી પર્દો કર્યા અને આસમાન વાળાથી શરમ ના કરી– ઈલાહી મારા હાલ પર પોતાનો રહમ ફરમાવ.

(૫) આહ ! કેટલા ગુનાહો ગફલતમાં મારાથી થઈ ગયા. અને કેટલી હસરતો દિલમાં અટકીને મારા માટે આગ બની ગઇ.

(૬) મને છોડી દો ! કે હું પોતાના નફસ પર રડું અને બાકી જીંદગી ફિકર અને ગમમાં પસાર કરૂં વાહ હસરતા વાહ હસરતા !

(૭) હવે તે દિવસ આવવાનો છે. તે વખત અને મન્ઝર મારી આંખોના સામે છે કે હું એક દિવસે મરવાના બિસ્તરા પર પોતાના બાલ બચ્ચાના દરમિયાન બેજાન પડેલો હોઈશ. અને નેમના હાથ મને કરવટો બદલાતા હશે.

(૮) આહ ! તે મંઝર કેવું હશે. જ્યારે કે મારી આજુબાજુ

રોવાવાળાઓની ભીડ હશે. મારી મૌતનું એલાન થતું હશે. હું મરી ગયો અને મને મૈયત કહીને પુકારવામાં આવશે.

(૯) મારા ઇલાજના માટે હકીમ અને ડોકટરને બોલાવવામાં આવશે. પરંતુ આજે તબીબ અને ડોકટરનો ઈલાજ મારે કંઈ કામ આવશે નંહીં.

(૧૦) સકરાતના ટાઇમે મારો જીવ નીકળી જશે. અને ગરગરાના ટાઈમે મારા મુંહનું યુંક પણ કડવું થઈ જશે.

(૧૧) લો જીવ નીકળી ગયો. અને મારૂ બદન બાલબચ્ચાં અને ઘરવાળાંના વચમાં બેજાન અને બેકાર પડ્યું છે. અને તેમના હાથ મને ઉલટ પુલટ કરી રહ્યા છે. અને તેમની આંખો આંસુ વહાવી રહી છે.

(૧૨) ઘરવાળાઓએ મારી આંખો બંધ કરી દીધી અને જબળા પર પટ્ટી બાંધી દીધી અને અફસોસ અને ગમના પછી જઈને તુરત જ મારૂ કફન વેચાતું લેવા લાગ્યા. અને કોઈને મારી કબર ખોદવા માટે મોકલી દીધા.

(૧૩) જે માણસ મને ઘણો પ્યારો હતો તે જલ્દીથી ગુસલ આપવાવાળાને બોલાવી લાવ્યો જેથી તે આવીને મને ગુસલ આપે.

(૧૪) મને પાટીયા પર સુવાડીને અમુક લોકો મને ગુશલ આપવા લાગ્યા.

(૧૫) મારા ઉપર પાણી નાખવામાં આવ્યું ત્રણ વખત ગુસલ આપ્યું. અને લોકોને અવાઝ આપ્યો કે ભઈ કફન લાવો.

(૧૬) મને બાંયો વગરનાં અમુક કપડાં પહેરાવી દીધાં અને કાફુર લગાવી દીધું. લો બસ આ જ કાફુર મારા સફરનો સામાન હતો---અને હવે જનાઝો ઉઠાઓ ઉઠાઓની આવાઝ શરૂ થઈ ગઈ.

(૧૭) અને હવે તેઓએ મને દુનિયાથી કાઢી મુકયો.......
હાય અફસોસ! આ દિવસ જીંદગીમાં યાદ ન હતો કે સફરમાં જઇ રહ્યો છું. મગર ન કોઈ સાથે સાથી અને દોસ્ત છે. અને ન ત્યાંનો ખર્ચો પાસે છે.

(૧૮) ચાર માણસોએ મને પોતાના ખભાઓ પર ઉઠાવ્યો અને બાકી લોકો મને છોડવા માટે મારા પાછળ આવ્યા.

(૧૯) મને જ્યાં જનાઝો મુકવામાં આવે છે ત્યાં મુકયો....
...અને ઈમામ સાહેબને બોલાવવામાં આવ્યા. નમાઝે જનાઝો પઢાવો, સફો બનાવવામાં આવી. ઈમામે તકબીર કહી અલ્લાહુ અકબર, સૌ લોકોએ નૈયત બાંધીને ચાર તકબીરો કહેવાના પછી સલામ ફેરવવામાં આવી. જનાઝાની નમાઝ પઢીને લોકોએ મને રૂખસત કરી દીધો.

(૨૦) મારા પર એવી નમાઝ પઢી કે જેમાં ન રૂકુઅ અને સિજદો છે. થઈ શકે છે કે અલ્લાહ મારા પર પોતાનો રહેમ અને કરમ ફરમાવે.

(૨૧) મને કબ્રસ્તાન લઈ ગયા અને મારી કબર પર મને લઈ જઈને મને લહદ (કબર) માં ઉતારી દીધો. આ આખેરી દીદારના માટે મારૂં મુંહ ખોલ્યું—અને આંખોથી આંસુ વહાવ્યાં કબર બંધ કરી દીધી અને કબરની માટી બરાબર કરી દીધી અને બધા લોકો પાછા આવ્યા.

કહા દોસ્તોને યે દફન કે વક્ત, હમ કયું કર યહાંકા હાલ જાને.
લહદ તક તો આપકી તાઅઝીમ કરદી, અબ આગે આપકે આમાલ જાને.

(૨૨) મારી આ અંધારી કબરમાં ન મારી મા છે ન બાપ

ન ભાઈ છે ન બહેન ન બીબી છે ન ઔલાદ ન કોઈ સગો છે ન કોઈ દોસ્ત જે મારૂં દિલ બહેલાવે.

(૨૩) આ એકાંત આ અંધારૂં આ બેબસી અને બેકસી અને આ વહેશત પણ શું આફતથી કમ હતી ? કે અચાનક મારી આંખોએ એક ખતરનાક મંઝર જોયું એટલે કે બે ફરિશ્તાઓ મુન્કર અને નકીર વહેશતનાક શકલમાં મારી પાસે આવ્યા... હાય મારા અલ્લાહ હું તમને શું કહું ? તેમની ખતરનાક અને ડરાવની શકલોએ મારા હોશ ગુમ કરી દીધા.

(૨૫) તેઓએ મને બેસાડયો અને સખ્તીથી સવાલો ના જવાબ માગવા લાગ્યા અય મારા અલ્લાહ ! તારા સિવાય મારૂં કોઈ નથી જે મને આ પરિક્ષામાં કામિયાબ કરે હવે કોઈ નથી જે અહીંયાં આવીને મારો હાલ જુએ કે મારા ઉપર શું વીતી રહ્યું છે.

(૨૬) અય મારા અલ્લાહ ! બખ્શીશ અને માફીના સાથે મારા પર અહેસાન કર આ ગરીબ મુસાફિર પર એહસાન કર જે પોતાની બીબી બચ્ચા અને વતન બધું જ પાછળ છોડીને આવ્યો છે,

(૨૭) ઘરના લોકો પાછા ફરીને મીરાસ (માલ) વહેંચવા લાગ્યા અને ગુનાહોનો પોટલો મારા માથા પર આવી પડયો

(૨૮) મારી બીબીએ નવો ખાવિન્દ કરી લીધો અને ઘરનો કારોબાર તેને સોંપી દીધો.

(૨૯) તેણે પોતાના (મારા) બેટાને નવા શૌહરનો ગુલામ અને

નોકર (ખાદિમ) બનાવી દીધો અને મારા માલ પર કબ્જો કરી લીધો અને માલે મુફત દિલે બે રહમ ના અંદાઝમાં તેને વાપર્યો.

(૩૦) અય મારા ભાઈયો ! આ બેવફા દુનિયાની ઝેબો ઝીનત અને તેના શણગાર પર ધોકો ન ખાતા તેણે બીબી બચ્ચાં અને વતનના સાથે જે કંઈ કર્યું છે તેના પર નજર રાખો.

(૩૧) દેખો ! લોકોએ આખી દુનિયાની દવલતને ભેગી કરીને રાખી હતી તેઓ અહીંથી કાફુર અને કફનનાં વગર બીજુ કંઈ લઈ ગયા ?

(૩૨) પોતાની દુનિયાથી ઝોહદ અને-કનાઅત લો અને તેના પર રાજી રહો ચાહે બદનની રાહત સિવાય તમોને બીજુ કંઈ પણ ના મળે.

(૩૩) અય મારા નફસ નાફરમાનીથી વાપસ આવ...અને અલ્લાહ તઆલાના ફઝલે જમીલને પ્રાપ્ત કર ઉમ્મીદ છે કે અલ્લાહ તારા પર પોતાનો રહમ કરશે.

(૩૪) અય મારા નફસ ! તને ખુદા સવારે તું પોતાના ગુનાહોથી તૌબા કર અને તને નેક કામોનો બદલો જરૂર આપ-વામાં આવશે.

(૩૫) ઉઠ ! અને પોતાના નબી (સલ) પર દુરૂદ મોકલ અને અલ્લાહ તઆલાની હમ્દો સના કર બધી તારીફ તે અલ્લાહના માટે છે. જે અમારી સવાર અને સાંજને ગુઝારે છે. ભલાઈ અને આફી તેમ એહસાન અને પોતાની નેઅમતોના સાથે.

# એક દિન

જો યહાં આયા હૈ, જાના હોગા ઉસ્કો એક દિન
જબ કૂના ઠેરી, તો ફિર ક્યા સો બરસ ક્યા એક દિન
ક્યા પયગંબર, ક્યા વલી, ક્યા અહલે દૌલત, ક્યા ફકીર
સબ્કો હૈ મિન્હા ખલ્કના કુમકા સહમા એક દિન
શક્સેલે ગર્બ તક જિન્કી સલતનતકા શૌર થા
હમ બખુદ દો ગઝ જમીન મેં ઉન્કો દેખા એક દિન
હર કમાલે હર કમાં લે, રાઝવાલે, સચ હૈ ગાફિલ હોશીયાર
બળે બળે ખાકમેં દેખેંગે નીચા એક દિન
બોલી ખિલવત મેં અજલ દુલ્હનસે વકતે અયશ
હૈ તુમ્હે એક દિન કબરકે ગોશેમેં સોના એક દિન
કેહ રહીથી યું દુલ્હનસે બર સરે બાલી અજલ
ખાક કરદુન્ગી તેરે દુલ્હાકા સર મયં એક દિન
એક જનાઝે પરમેં પહુચા ઔર હસરતસે યું કહા
મેં ભી મિલ લેતા, અગર યેહ, ઔર જીતા એક દિન
બોલી માયુસી અરે ગાફિલ, જબ આ જાતી હૈ મૌત
એક દમભી જીંદગી મુશ્કિલ હૈ કયસા જીના એક દિન
આ ગયા જબ વકતે આખિર ફિર ઠહેર સકતા નહીં
એક સાઅત, એક લહેઝા, એક ઘંટા એક દિન
ખિલ ખિલાલો ચેહચહા લો, અય ગુલો, અય બુલ બુલો
ફિર હૈ રોના, ગિલમેં સોના, ખાક હોના એક દિન
હૈ યહાં મજબુર અકબર, ક્યા નબી, ક્યા અવલીયા
જાનિબે મુલ્કે અદમ હૈ સબ્કો જાના એક દિન

બિસ્મલ્લા હિર્રહમા નિર્રહીમ

# કબરકી પહેલીં રાત

નહમદુહૂ વ નુ સલ્લી અલા રસૂલેહીલ કરીમ
કુલ્લો નફસીન ઝાએકતુલ મૌત

ભાઈયો !

અગર આપણે ગૌરથી સોચીએ અને જોઇએ તો આ દુનિયાની ઘણી મોટી શાદીમાં પણ મૌતની એક ઝલક (ઝાંખી) છે.

## વિદાઅનો લફ્ઝ

"વિદાઅ"ના લફ્ઝનો મતલબ રૂખસત કરવું છે. અસલ આ લફ્ઝ એવા મૌકા પર બોલવામાં આવે છે. જ્યાં કોઈને રૂખસત કરવો મકસદ (હેતુ) હોય.

## લફ્ઝે વિદાઅ રમઝાન શરીફના મૌકા પર

રમઝાન શરીફના છેલ્લા જુમ્આને "જુમ્અતુલ વિદાઅ" કહે છે. કે એ રમઝાનમાં પછી કોઈ જુમ્આ આવતો નથી.

જનાબ રસુલુલ્લાહ (સલ.) ના હજ મુબારકને એ માટે હજ્જતુલ વિદાઅ કહે છે. કે તેના પછી આપ (સલ.) મુસલમાનોથી રૂખસત થઈને હંમેશ માટે પોતાના મૌલાથી મળી ગયા.

# લફ્ઝે વિદાઅ શાદીના મૌકા પર

આ શબ્દનો વપરાશ ખાસ કરીને બેટીવાળાને ત્યાં થાય છે કેમકે ને ઘરથી બેટી રૂખસત થઈને પોતાના મજાઝી (દુન્યવી) પીયાના ઘેર જાય છે.

જેવી રીતે બેટીવાળા આ શબ્દને વાપરે છે. એવી જ રીતે બેટા વાળા પણ કરી શકે છે. એટલે કે જેવી રીતે છોકરી પોતાના મા, બાપ અને સહેલીઓથી રૂખસત થઈને પોતાના દુલ્હા (પતિ)ની થઈ ગઈ...એવી જ રીતે છોકરો પણ પોતાના દોસ્તોને રૂખસત કરીને દુલ્હન (પત્ની) નો થઈ ગયો.

જેવી રીતે કે જુના માણસોની કહાવત મશહુર છે કે જ્યારે કોઈના વિવાહ થઈ જાય... તો સમજો કે દોસ્તોથી છુટી ગયો. અને જ્યારે તેને ઔલાદ થઈ જાય તો સમજો કે મરી ગયો.

મતલબ કે આ બધી વાતો એક હકીકતનું મજાઝ છે. હા તો! આ વખત જે વાત કહેવાની છે તે હકીકી વિદાઅ છે.

"વિદાઅ" લફ્ઝ મશહુર હોવાના કારણથી ઘરડાઓ બચ્ચાઓ અને જવાનોમાં પણ વપરાય છે... તે હકીકી માલિક (અલ્લાહ) ના ઘરની રૂખસતી છે. હકીકી અને મજાઝીની વાતો લગભગ મળતી છે... પરંતુ અસલ અને નકલ નો ફરક છે.

ઈન્શા અલ્લાહ જ્યાં સુધી થઈ શકશે આ મઝમુન ને કુરઆન મજીદ અને હદીસે પાકથી સાબિત કરવાની કોશીશ કરવામાં આવશે. જરા ફિકરથી સાંભળો અને પછી અમલ પણ કરો... દોસ્તો!

દુનિયામાં આપને અમુક છોકરા અને છોકરીયો એવી પણ મળશે કે જેમના આજ સુધી નિકાહ પણ ન થયા હશે. અને હવે શાદી થવાની બિલકુલ ઉમ્મીદ પણ નથી... અને તેમની જીંદગી પુરી થઈ ગઈ... પરંતુ તેનાં ખિલાફ...

હકીકી પીયાના ઘેર જવાથી કોઈ બચી શકશે નહી. બધા લોકોને જવું પડશે. અને એક દિવસે જરૂર જવું પડશે... પછી તે કોઈ પણ દેશનો અથવા કોઈ પણ કૌમનો અથવા કોઈ પણ મઝહબનો હોય. સૌના માટે આ ફરમાન બરાબર છે. સાચા માલિકે હકીકીનો પયગામ સાંભળો "કુલ્લો નફ્સીન ઝાએકતુલ મૌત...

કુરબાન થઈ જઈએ કેટલા પ્યારા અલ્ફાઝમાં પોતાના ચાહવા વાળાઓને ખુશ ખબરી આપી છે. આ એક કાગળ છે. જે આપણા નામ પર આવ્યો છે. જેનો હેતુ અને મતલબ એ છે કે શાદીની તૈયારી કરતા રહો કંઈ એવું ન થઈ જાય કે બરાત (જાન) આવી જાય. અને તમારી પાસે જહેઝનો સામાન તૈયાર ના હોય.

## કાગળ કેવો !

તો એમ સમજીલો કે હવે સગાઈ થઇ ગઇ છે. ન માલુમ કયા ટાઇમે અને કયારે શાદીનો કાગળ આવી જાય.

## દુલ્હનને પાટલે બેસાડવી

બેટી વાળા સાત આઠ દિવસ પહેલાં છોકરીને પાટલે બેસાડે દે છે. અને એક ખાસ વસ્તુ મસળીને તેને ગુસલ આપે છે.

મકસદ એ હોય છે. કે દુલ્હનને માનવાની આદત પડી જાય. અને સહેલીયોની મોહબ્બત ઓછી થઇ જાય. અને મેલ સાફ થઈ જાય. અને તે ખુબ સુરત થઇ જાય. જેથી શોહર ખુશ થઈ જાય. અને એ સમજે કે મારી દુલ્હન (વહુ) ખુબ સુરત છે.

## હકીકી વિદાઅ (રૂખસત થવું)

હકીકી વિદાઅ (રૂખસત થવું) માં પણ આ જ વાત મોજુદ છે કે મૌતથી પહેલાં બીમારી આવે છે. જેનો મતલબ એ થાય છે કે બંદો ગુનાહોથી પાક અને સાફ થઈ જાય. દુનિયા અને દુનિયાવાળાઓની મોહબ્બત કમ કરીને પોતાના હકીકી માલિક (અલ્લાહ) થી જી લગાવે. અને એ યકીન કરે કે હકીકી વિદાઅ (રૂખસત થવું, જવું) એટલે કે દુનિયાથી રૂખસત થવું અને મરવાના દિવસો બિલકુલ કરીબ છે, હકીકત અને મજાઝમાં એટલો જ ફરક છે. કે ત્યાં મેલા આવવાની રજા છે. અને અહીંયા રજા નથી પરંતુ સુસરાલ જ સુસરાલ છે. ત્યાં સ્નાન આપીને મેલ દુર કરી દીધો હતો... બીમારીએ બંદાને બાતીની ગુનાહોથી પાક અને સાફ કરી દીધો.

જનાબ રસુલુલ્લાહ (સ.લ) એ ઇરશાદ ફરમાવ્યો કે તાવને બુરૂં ભલું ન કહો. કે તે ઈન્સાનના ગુનાહોને એવી રીતે દુર કરે છે જેવી રીતે લોઢાને આગ સાફ કરી દે છે.

## દુલ્હન (વહુ) નો શણગાર

દુલ્હનવાળા બેટીને સ્નાન કરાવીને લાલ કપડાની જોડ પહેરાવે છે... ખુશ્બુ લગાવે છે. માથું બંધાવે છે. માથામાં પટ્ટી

પડાવે છે. આંખોમાં કાજલ, દાંતોમાં મિસ્સી અને હાથોમાં મહેંદી લગાવવામાં આવે છે. દાગીનાથી ભરી દેવામાં આવે છે કાનોમાં પાંદડીવા વાળાં એરણ, હાથોમાં બંગડીઓ, કળા, ગળામાં આહળી હાર, પગોમાં છડા વગેરે પહેરાવવામાં આવે છે

આવો શ્રણગાર શા માટે કરવામાં આવે છે! એ માટે કે મજાઝી પીયા ને આ શણગાર સારો લાગે છે. તેને તે માથું જેમાં પટ્ટી પાડેલી હોય. અને એરણ વાળા કાન સારા લાગે છે. તેને મહેંદી વાળા હાથ, પગ સારા લાગે છે. એ મતલબથી આ બધાં કામ કરવામાં આવે છે કે કોઈ પણ રીતે દુલ્હન (વહુ) દુલ્હા (શોહર) ને પસંદ આવી જાય.

## સાચો દુલ્હા

તે પોતે પણ નિરાલો, અને તેનો શણગાર પણ નિરાલો છે દુલ્હનને ગુસલ આપવામાં આવ્યું, ખુશ્બુની જગ્યાએ કાફૂર લગાવામાં આવ્યું. અને માથા પર અત્તર લગાવવામાં આવ્યું, લાલ કપડાની જગ્યાએ સફેદ કફન પહેરાવવામાં આવ્યું. અલ્લાહ.

મુબારક અને ખુશ નસીબ છે તે દુલ્હનો જે પોતાના સાચા પિયાની તલબગાર છે!

માલિકે હકીકી (અલ્લાહ) ને માથું પસંદ નથી જેમાં પટ્ટી પાડવામાં આવી હોય, તે કપાળ પસંદ નથી જેને ખુબ ચમકાવવામાં આવ્યું હોય... પરંતુ તેને તે માથું અને કપાળ પસંદ છે. જે તેના સિવાય બીજા કોઈના આગળ ન ઝુકાવવા (સિજદો કરવા) માં આવ્યું હોય. હંમેશા તેના આગળ તે સિજદામાં પડેલું હોય

તેને (અલ્લાહ) તે કાન પ્યારા છે. જે ગીબત, જુઠ, નાચ ગાયન, નગારાં, અને બુરી વાતો સાંભળવાથી પાક હોય.

તેને સુરમાવાળી આંખો પસંદ નથી...પરંતું તેને તે ડરવા-વાળી આંખો પ્યારી છે. જે તેના ડરથી રડતી હોય, તેમને (અલ્લાહ) તે હોઠ, દાંત અને જુબાન પસંદ નથી જેના પર લાલી લાગી હોય પરંતુ તેમને તે હોઠ, દાંત, અને જુબાન પસંદ છે. જે હર વખત તેના ઝિક્રમાં હાલ્તી હોય, તેમને (અલ્લાહ) બંગડીયોવાળા હાથ અને રોકેટવાળું બાઝુ (હાથ) પસંદ નથી, પરંતું તેમને તે હાથ અને બાઝુ પસંદ છે જે જરૂરતના ટાઈમે બીજા કોઈના આગળ ન ફેલાવવામાં આવ્યા હોય. અને દરેક વખત અલ્લાહના દરબારમાં બાંધેલા અને દુઆ માટે ઉઠાવેલા રહેતા હોય, માલિકે હકીકીને... ફગા અને ગુગરીયા સળાવાળા પગ પસંદ નથી.. પરંતુ મૌલાએ હકીકીને તે જ પગ પસંદ છે જે અલ્લાહના રસ્તામાં નિકળતા હોય, જે દરેક નેક કામના માટે તે રસ્તામાં ચાલીને જાય. જે તેના સામે અડધી રાતમાં ઉભા રહે. (તહજજુદની નમાઝ માટે) અને પગો પર સોજો આવી જતો હોય. અલ્લાહને કાળા વાળવાળી દુલ્હન પસદ અને ખુશ કરી શકતી નથી...... તેમને તે દુલ્હન ખુશ અને રાજી કરી શકે છે જેણે ઈસ્લામમાં ખુદા અને તેના રસુલ (સલ.) ની ફરમાં-બરદારીની હાલતમાં રહીને પોતાના વાળ કાળા કર્યા હોય. તેના પર હકીકતમાં અલ્લાહ ને રહમ આવે છે.

હકીકી દુલ્હા (અલ્લાહ) ને કાળા અને ગોરામાં કોઈ ફરક નથી. તેમને તો તે દિલ પસંદ છે. જે ગુનાહોથી પાક અને સાફ હોય. જે ખુદાની સાચી મોહબતથી ભરપુર હોય. શાઈરે કેટલું સરસ કહ્યું છે. ન કાલીકો ચાહે ન ગોરીકો ચાહે

પિયા જિસકો ચાહે સુહાગન વો હી હય.

કેટલી ખુશ નસીબ અને નેક બખ્ત છે તે દુલ્હન ! જે તે ઝવેરાતથી શણગીને અને માલામાલ થઈને પોતાના પ્યારા પિયાના ઘેર રવાના થઈ જાય.

## દુલ્હનની ડોલી

દુલ્હન (વહુ) ને પાલ્કી અને ડોલીમાં બેસાડવામાં આવી. કોઈ બીબીએ જાળીની ઓઢણી જેમાં સાચાં મોતી લાગેલાં હતાં. પાલ્કી અથવા ડોલી પર નાંખી. ચાર ઔરતોએ ડોલી ઉઠાવી. ભાઈ બહેન રડવા લાગ્યા. પોતાનો જીવ ખોવા લાગ્યા. અને પોતાનું મુંહ આંસુ-ઓથી ધોવા લાગ્યા. "અલ્વિદાઅ" કહીને સૌ જુદાં થવા લાગ્યાં. બેટીના બાપે માથા પર હાથ મુકીને અલ્લાહને સોંપી...અને એક ઠંડો શ્વાસ લીધો. અને મા, એ પણ ચાલતાં ચાલતાં નસીહતો કરી...કે અય મારી બેટી હંમેશા પોતાના શોહરની ઈતાઅત કરજે. હવે તે જ તારૂં ઘર છે. અને તે જ તારો દર છે. અગર તું પોતાના શોહરની ખુશીથી આવે તો આવજે. અને અગર તું તેને નારાઝ કરીને આવી તો યાદ રાખ. આ ઘર તારૂ નથી...અને ખાસ કરીને આજની રાત બિલકુલ ન ભુલતી. નીચી નઝર રાખજે અને જયાં સુધી થઈ શકે આંખો ન ઉઘાડતી...અગર આજ રાત્રે કોઈ વાત તમારી ખાવિંદ ને પસંદ આવી ગઈ તો હંમેશા આરામ અને રાહત અને સુખથી રહેવાશે. અગર ખુદા ન ખ્વાસ્તા આજની રાતમાં દિલ ન મળ્યું તો પછી આખી જીંદગી મુસીબત ઉઠાવવી પડશે.

આ બધું થઇ રહ્યું. છે...પરંતુ દુલ્હન પોતાના દિલમાં કંઈ કહી રહી છે કે મા,એ બધો શણગાર કરી દીધો. હવે અલ્લાહ તઆલા તેમના દિલને ખુશ કરી દે...દુલ્હનના બાપે આગળ વધીને દુલ્હાને સલામીના રૂપિયા આપ્યા. અને આંસુ ભરેલી આંખોથી

કહ્યું કે આપને છોકરી શું આપી છે? બધું જ આપને આપી દીધું છે. ચૌદ પંદર વરસથી તખ્તું પણ તોડયું નથી. કામ કરવું તો કેવું અને પોતાની ગરીબી હોવા છતાં તેનું દિલ કોઈ દિવસે દુઃખાવ્યું નથી હવે આપને અધિકાર છે. અમેતો ઘણા જ ગરીબ આદમી છીએ. આપના લાયક તો નથી. પરંતુ છતાં પણ જે હમારાથી થઈ શકતું હતું અને જે તેના કિસ્મતમાં હતું તે બધું આપને આપી દીધું. આ કહીને રોતા રોતા એક બાજુ થઈ ગયા...હવે બીજી બાજુ પણ સાંભળો !

## આ બાજું પણ એ જ હાલત છે.

મરવાના ટાઈમે અમુક લોકો કલ્મો પઢી રહ્યા હતા. જેથી કરીને મરવાવાળાની જુબાન પર કલ્મો ચાલુ થાય...ગુસલ અને કફન પછી એક ખાટલા પર જનાઝો રાખવામાં આવ્યો. ઉપરથી ચાદર ઓઢાવી દીધી. જેના પર ચાર ખાનાં બનેલાં હતાં. જે દુરથી જોવા-વાળાને જાળીનો દૂપટ્ટો દેખાતો હતો. ચાર માણસોએ ખાટલો ઉઠાવ્યો અને કલ્મો શરીફ પઢીને ચાલ્યા...આ દુલ્હનના સાથે તેના નેક અમલોનો જહેઝ છે. જનાઝાની નમાઝ થઈ. જે અલ્ફાઝ ત્યાં બેટી-ના બાપે કહ્યા હતા. અહીંયાં સૌએ મળીને કહ્યા. અલ્લાહુમ્મગ ફિર લેહેયેના વ મૈયેતેનો વ શાહેદેના, આખીર સુધી આખી દુઆ એટલે કે જનાઝાની નમાઝ પઢી તેનાથી ફારિગ થઈને દુલ્હનને સાચા પિયાને સોંપી દીધી. સૌં લોકો રોવાની હાલતમાં પાછા ફર્યા.

## દુલ્હનની પહેલી રાત

આ બાજુ મા, બાપ એ દુઆ કરી રહ્યાં છે કે ઈલાહી!

આજની રાત-ઈજ્જત તારા હાથમાં છે. દુલ્હન પોતાના દુલ્હાના દિલમાં ઉતરી જાય.

આ બાજુ દુલ્હાએ દુલ્હનને જોઈ કે દુલ્હન સારી છે. અને પસંદ આવી ગઈ.

તો ખુશ થઈને મુંહ ખોલાવ્યું અને મુંહમાં કોઈ ચીઝ આપી અને દુલ્હનથી કહ્યું કે તું આજથી મારા ઘરની માલિક છે, જે તારૂં દિલ ચાહે તે કર તને પુરેપુરો અધિકાર છે. આજ મારી દુઆ કબુલ થઈ, હું પણ અલ્લાહથી દુઆ કરતો હતો કે સારી અવરત મળી જાય જે ખુબસુરત અને ખુબસીરત પણ હોય...

હવે તું જે પણ કહેશે હું તે જ કરીશ.

અને અગર ખુદા ન ચાહે,

આ રાત્રે દુલ્હન (વહુ) પસંદ ન આવી. તો આજ રાતથી લડાઈ શરૂ થઇ ગઈ. અમુક વખતે મિયાં (શોહર) તલાક આપવા માટે પણ તૈયાર થઇ જાય છે. અમુક વખતે બુરૂ ભલું કહે છે. અમુક વખતે કહે છે કે તડપાઇ તડપાઇને મારીશ. જેવી રીતે મારી સાથે આ ચાલ ચલી છે તેવો જ હું પણ બદલો લઈશ.

મતલબ કે બીચારી દુઃખી અને ગમગીન રહે છે. જાત જાતની તકલીફો અને મુસીબતો સહન કરે છે. કોઈ આ મુસીબતો હટાવવા વાળું નથી. કોઇ દુઃખ સાંભળવા વાળું નથી. અને તકલીફોથી કોઈ બચાવી શકતું નથી. કોઇ ફરિયાદ સાંભળવા માટે તૈયાર નથી. રાત દિવસ બુરી કિસ્મત પર રોવે છે. અને જી જાન ખોવે છે. પરંતુ છતાં પણ તેની વાત કોઇ સાંભળતું નથી, અને કોણ સાંભળે. કોઇ આંસુ લુછવાવાળું પણ નથી... તેનાથી વધીને મોટો શું અઝાબ થઇ શકે છે કે પિયા નારાઝ છે.

# મૌતની પહેલી રાત

આહ, એક દિન મરના ભી હમકો હૈ ઝુરૂર
સબ્કો જાના મૌલા કે હુઝુર

આ બાજું પણ આ જ વાત છે કે

અગર બંદો કબરમાં પહેલી રાત્રે જ પોતાના આકા અને મૌલાને પસંદ આવી ગયો તો ઇરશાદ થશે. "તારા રબ્બે રહીમના તરફથી સલામતી છે." "તમારા પર સલામતી છે ખુશી ખુશી જન્નતમાં હંમેશા માટે દાખલ થઇ જાઓ.

મતલબકે પછી બંદાને દરેક પ્રકારની નેઅમતોથી માલો માલ કરવામાં કરવામાં આવશે.

મજાઝી દુલ્હન ને તે મીઠી ઉંઘ કયાં મળે?

જે મોમીન બંદાને મીઠી ઉંઘ તેને પોતાની કબરમાં આવે છે.

એક હદીસનો મફહુમ છે કે બંદાને કબરમાં કહેવામાં આવશે. સુઇજા જેવી રીતે દુલ્હન સુઇ જાય છે. અને તને તારા મહબુબ સિવાય કોઇ જગાડશે નહી.

મિલા સોને વાલોકો આરામ વોહ
કે ઉઠનેકા લેતે નહી નામ વોહ

તો જ્યારે તેને પિયા જ જગાડશે. તો તેનો આવાઝ સાંભળીને ઉઠશે. કેટલી પ્યારી અને મુબારક છે તે દુલ્હન. જેનાથી તેનો પિયા ખુશ થઇ જાય. અને ખુદા ન ચાહે! અગર મિયાં

નારાજ થઇ ગયો અને કોઇ પણ અદા તે પરદેશી મુસાફિરની તેમને પસંદ ન આવી. અને તેઓએ કહી દીધું કે બધું ખરૂં ! પરંતુ સુરત શકલ તો કોઇ કામની નથી. એટલે કે તારૂં દિલ જે મારે રહેવાની જગ્યા હતી. તે જ કાળું છે. તો પછી અફસોસ હઝાર વાર અફસોસ. દુલ્હાએ નારાઝ થઇને મુંહ ફેરવી લીધું અને પછી ગુસ્સામાં ફરમાવ્યું. "તેમના માટે આગનો બિસ્તરો પાથરો. અને તેના ચારે બાજુ આગ ભરીદો. અને તેના માટે આગ (જહન્નમ) નો દરવાજો ખોલી દો."

આ ખતરનાક અવાઝનો જે કંઇ અસર તે બદસુરત દુલ્હન પર થશે. તેનાથી અલ્લાહની પનાહ. અલ્લાહ આપણી હિફાઝત કરે (તૌબા યા અલ્લાહ તૌબા)

હવે જોવું એ છે કે કઇ દુલ્હન પોતાના પિયાના પાસે જવાના માટે શણગાર કરે છે.

હકીકી પિયા (અલ્લાહ) દુનિયાનો શણગાર અને માલ તેમ દૌલત ચાહતો નથી. પરંતુ તે પોતાના બંદાઓથી પોતાની રઝા અને ફરમાબરદારી ચાહે છે. એ માટે આ કિતાબ પઢવાવાળા ભાઇ બહેનોને હું કહું છું કે તે પોતાની બાકી ઉંમર અને વકતને ગનીમત સમજે. પોતાના આ કિંમતી ટાઇમની કદર કરે. પોતાની જવાની અને તન્દુરસ્તીને અનમોલ સમજે. મૌકાને હાથથી ન જવા દો નહી તો બાદમાં પછતાવવું પડશે. અને પછી તે વખતે પછતાવવું કંઈ કામ આવશે નહી.

સદા અયશ દૌરાં દિખાતા નહી
ગયા વકત ફિર હાથ આતા નહી

એ માટે અય મારા ભાઇયો ! અને દોસ્તો ! યાદ રાખો !

જેના પર માલિકની નઝર છે. તેને શણુગારો. આ જાહિરી શણુગાર અને ઠાઠ ને છોડીદો હવે ઘણું થઇ ગયું. જે બાકીની જીંદગી છે. તેને સંભાળીલો. અને જાહિરી ટીપ ટાપ ને છોડીદો નહી તો પછતાવવું પડશે.

" કુછ તો કરલો બનાઓ ચલ્તે વક્ત
જાકે સુરત ઉસે દિખાની હૈં "

આજ આપણી શાદીયો છે. અગર તેમાંજ સોચવામાં આવે તો ઘણી મોટી ઇબરત અને નસીહત હાસીલ થશે.

ફક્ત આપની ખૈરખ્વાહી અને ભલાઇના માટે આપની શાદીયોની મિસાલ આપીને (જે આજ કાલ રંગ રંગેલીયોથી-કરવામાં આવે છે) સમજાવવામાં આવ્યા છે.

અલ્લાહ પાકથી દુઆ છે કે તે મને અને આપને સમજવાની અને અમલ કરવાની તૌફીક આપે. અને મારા માટે અને મારા ઘરવાળાઓના માટે તેને ઝરીયો બનાવીને અને મૌતની સખ્તી અને સકરાતની કઠણાશથી અને કબરના અઝાબથી બચાવે. (આમીન)

## મૌતને યાદ કરવાનો હુકમ

હુઝુર (સલ.) એ ઇરશાદ ફરમાવ્યો કે તમો કબ્રસ્તાન જાયા કરો. કેમ કે કબ્રસ્તાન મૌતને યાદ અપાવે છે. તેનાથી ઇબરત હાસિલ થાય છે. મેં મારા રબથી મારી મા; ની કબર પર જવાની રજા માંગી હતી. મને તેની રજા મળી ગઇ.. તે માટે તમો

પણ કબરસ્તાન જાયા કરો. તેનાથી દુનિયાથી બેરગબતી પૈદા થાય છે. અને આખેરતની યાદ આવે છે.

હઝરત અબુઝર ગેફારી (રદી.) ફરમાવે છે કે હુઝુર (સલ.) એ મને ફરમાવ્યું કે અય અબુઝર કબ્રસ્તાન જયા કરો. તેનાથી તમોને આખેરત યાદ આવશે. અને મુરદાઓને ગુસલ આપતા રહો. કે એ (નેકીયોથી) ખાલી બદનનો ઇલાજ છે. અને તેનાથી ઘણી મોટી નસીહત હાંસિલ થાય છે.

જનાઝાની નમાઝમાં શરીક થયા કરો. તાકે તેનાથી કંઇ રંજ અને ગમ તમારામાં પૈદા થશે. કે ગમગીન આદમી (જેને આખે-રતનુ ગમ હોય) અલ્લાહ તઆલાના છાયામાં રહે છે. અને ભલાઇ ચાહતો રહે છે.

એક બીજી હદીસમાં છે કે આપ (સલ.) એ ફરમાવ્યું કે બીમારોની બીમાર પુરસી કરતા રહો. જનાઝાની સાથે જાયા કરો કે આ આખેરત યાદ અપાવે છે.

એક હકીમ કોઇ જનાઝાની સાથે જતા હતા. રસ્તામાં લોકો તે મૈયત પર અફસોસ અને ગમ કરી રહ્યા હતા. હકીમ સાહેબે લોકોને કહ્યું કે તમો પોતાના પર અફસોસ અને ગમ કરો એ તમારા હકમાં વધું સારૂં છે, એ માટે કે આતો જતો રહ્યો. અને ત્રણ આફતો અને મુસીબતોથી નજાત પાઇ ગયો. (૧) એ આઇંદા હવે કોઇ દિવસ તેને મલેકુલ મૌતને જોવાનો ડર રહ્યો નથી.

(૨) મૌતની સખ્તીની મુસીબત હવે તેને આવશે નહીં.

(૩) બુરા આત્માનો ડર તેને ખતમ થઇ ગયો. એ માટે હવે તમો પોતાની ફિકર કરો કે આ ત્રણ સખ્ત મંઝીલો તમારા પર આવવાની બાકી છે.

હદીસ શરીફમાં છે કે એક જવાન મજલિસમાં ઊભો થયો અને કહ્યું કે અય અલ્લાહનાં રસુલ (સલ.) મુસલમાનોમાં સૌથી વધારે સમજદાર કોણ છે? તો આપે (સલ.) ઈરશાદ ફરમાવ્યો કે મૌતને વધુ યાદ કરવાવાળો—અને તેને આવવાના પહેલાં તેના માટે બેહતરીન તૈયારી કરવાવાળો કોઈ કે પૂછ્યું કે યા રસુલૂલ્લાહ (સલ.) ઈસ્લામનું નુર સીનામાં દાખલ થવાની શી નિશાની છે? તો આપે (સલ.) ઈરશાદ ફરમાવ્યો કે આ ધોકાના ઘર (એટલે કે દુનિયા) થી દૂર રહે. હંમેશા રહેવાવાળાં ઘર (આખેરત) ની તરફ જવા માટે—અને મૌત આવવા પહેલાં તેની તૈયારી કરવી. (મિશ્કાત શરીફ)

હઝરત ઈબ્ને ઉમર (રઝી.) ફરમાવે છે કે અમો દસ આદમી જેમાં એક હું પણ હતો. જનાબ રસુલૂલ્લાહ (સલ.) ની ખિદમતમાં હાજર થયા.

એક અનસારીએ હુઝૂરની ખિદમતમાં એક સવાલ એ કર્યો કે યા રસુલૂલ્લાહ (સલ.) સૌથી વધુ સમજદાર અને સૌથી વધુ મોહતાત આદમી કોણ છે?

આપે (સલ.) ઈરશાદ ફરમાવ્યો કે જે લોકો મૌતને વધુ યાદ કરવાવાળો છે.—આ જ લોકો છે. જે દુનિયાની શરાફત (બુઝુર્ગી) અને આખેરતની ઈજ્જતના મરતબા લેવા વાળા.

હદીસ શરીફમાં છે કે રસુલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું કે લજ્જતોને તોડવાવાળી ચીઝ એટલે કે મૌતને વધુ યાદ કરો.

મતલબ એ છે કે મૌતને યાદ રાખવાથી ઉમ્મીદો અને નફસ કમ થઇ જાય છે. મૌતની તૈયારી કરવાથી દુનિયાથી બેરગબતી અને દુરી પૈદા થાય છે. મૌતની યાદ અને તૈયારી આદમીને માલની ઝાયાદતી અને ઘણો માલ ભેગો કરવાથી અને લાલચથી પણ રોકવવાળી છે કે આદમી ધોકો, દગો, જુલ્મ, ઓછું તોલ અને જુઠ બોલવું અને અલગ અલગ હોશીયારીયો અને મક્કારીયો કરીને પોતાની જાન પર ગુનાહોનો ભાર (પોટલો) ઉઠાવીને અને માલનો ખઝાનો ભેગો કરીને કંઈ પણ ખર્ચ કર્યા વગર અને ખાવા પીવાને છોડીને વારિસોને આવીને જતા રહે છે. પરંતુ પાછળ વાળાઓને ગલત હુકમો આપીને જાય છે. જે પછી તેમના માટે વબાલ બની જાય છે. પરંતુ અગર આદમી મૌતને યાદ રાખે. અને મરવાના દિવસની તૈયારી રાખે. તો તે આ બધા નાજાઈઝ અને બુરા કામોથી બચી જાય છે. પરંતુ તેનો માલ પણ આખેરતમાં ઝખીરા અને મદદગાર બની જાય છે. મૌતની યાદ આદમીને તૌબા પર તૈયાર કરે છે. બીજાઓના પર જુલ્મ અને તેમનો નાજાઈઝ માલ ખાવાથી અને તેમના હકોને હકો અદા ન કરવાથી દૂર રાખે છે. મતલબ કે મૌતને યાદ રાખવાથી આદમી ઘણા ગુનાહોથી અને રૂહાની બીમારીયોથી બચી જાય છે.

યાદ રખ્ના મૌતકા અકસીર હય
ગમસે બચનેકી બસ યેહી તદબીર હય

મૌત ઈન્સાનકો અગર દુનિયામેં યાદ રહે
તો હર રંજો ગમસે હર વક્ત આઝાદ રહે.

# મૌતની સખ્તી

હઝરત ઈમામ ગેઝાલી ફરમાવે છે કે અગર માણસ પર કોઈ આફત અથવા મુસીબત કોઈ રંજ અને કોઈ ગમ, કોઈ તકલીફ અથવા કોઈ ડર ખૌફ જીંદગીમાં પણ કોઈ દિવસેના આવે. તો પણ મૌતની સખ્તી સકરાતની કડવાશ અને તેનો ડર એવી વસ્તુ છે. જે તેની બધી લજ્જતો અને રાહતોને ખતમ કરવાના માટે કાફી છે. તેની બધી ખુશીઓ પર પાણી ફેરવાવાળી છે. તેની ગફલતને ખતમ કરવાના માટે તેની જ (મૌતની) ફિકર કાફી છે, મૌત એટલી સખ્ત મુસીબતની ચીઝ છે. કે આદમીને હર વખત તેની ફિકર અને તૈયારીમાં મશગુલ રહેવું જોઈએ. વળી એ કે તેનો ટાઇમ ખબર નથી કે ન માલૂમ કયારે આવીને પકડી લે.

ઈન્સાન દુનિયા અને દુનિયાના માલ દૌલત અને પોતાની ગફલત અને રંગ રંગેલીયોમાં મશગુલ છે. રાત દિવસ દુનિયા અને દૌલત ભેગી કરવાના પાછળ લાગેલો છે. અને આસમાન પર તેની પકડનો વારંટ આપવામાં આવ્યો છે.

તેની મૌતનો હુકમ આવી ગયો છે. જેમાં ન કોઈની સિફારિશ ચાલી શકે છે ન કોઈની અપીલ સાંભળવામાં આવશે અને ન જ કોઈ એક બે મિનિટની તેને મોહલત મળી શકે છે; જ્યારે પણ કોઈના પર મૌતનો ટાઈમ આવ્યો તો તેને કંઈ કહેવા સાંભળવાની પણ મોહલત ન મળી શકી.

"કલામ કયા કે જુબાન તક મુંહમેં હિલ ન સકી
પલક ઝપનેકા મોહલતભી ઉન્કો મિલ ન સકી"

આહ છતાં પણ આ ઈન્સાન કેટલા મોટા ધોકામા પડેલો છે. દુનિયાની તે ચિકળાહટના ‌ ‌દવમાં ફસેલો છે. કે મહેલ અને

મકાન બનાવી રહ્યો છે જમીન અને જાએદાદ ખરીદી રહ્યો છે. બાગો લગાવી રહ્યો છે. દુકાનો બનાવી રહ્યો છે. કારખાના લગાવવાની ફિકરમાં ડુબેલો છે. ઘરની ટીપટાપ અને તેને શણગારવામાં લાગેલો છે. મતલબ કે મૌતને અને મરવાના દિવસને ભુલથી પણ યાદ કરતો નથી. હાલાંકે તેનું નામ ઝિન્દાઓના લીસ્ટમાંથી નીકળીને મુરદાઓના લીસ્ટમાં આવી ગયું છે. એટલા સુધી કે બજારમાં કાપડીયાની દુકાને તેનું કફન પણ આવી ગયું છે.

"આગાહ અપની મૌતસે કોઈ બશર નહી
સામાન સો બરસકા હે પલકી ખબર નહી„

કેટલા તઅજજુબની વાત છે કે મૌત જ્યારે એવી ચીઝ છે કે જેનો ટાઈમ ખબર નથી કે ન માલુમ કયારે આવીને પકડી લે છતાં પણ રાત દિવસ આદમી દુનિયાની લજ્જતોમાં અને ગફલતોમાં પડયો રહે, કેટલા અફસોસની વાત છે અગર તેને એ ખબર પડી જાય કે કોઈ પોલીસ તેની પાછળ લાગેલી છે. જે તેના ગુનામાં તેને સજા આપશે તો બધી રાહત અને આરામ માટીમાં મળી જશે અથવા તેને ફક્ત એટલી જ ખબર પડી જાય કે આજે મારી ધર પકડ થવાની છે. તો બસ એટલું સાંભળતાં જ તેના હોશ ઉડી જશે અને ઉંઘ હરામ થઈ . જશે લજ્જત અને આરામ તો કેવો ?

તો એવી જ રીતે જ્યારે તેને ખબર છે કે મલેકુલમૌત તેની તાકમાં છે. અને મોતની સખ્તી જે મોટામાં મોટી સજાથી પણ વધીને છે. તે તેને મળવાની છે. છતાં પણ તેમાથી ગાફિલ રહે. પરંતુ તેનો ઝિકર અને ફિકર પણ ના કરે શું તેની ગફલત અને જહાલત અને બેવકુફીની કોઈ હદ પણ છે ? અસલમાં હકીકત

એ છે કે તેને તે વાતો પર યકીન જ નથી. કે શું કાલે હકીકતમાં ત્યાં એવું થવાવાળું છે ? એ માટે આ ડરતો જ નથી. અને ન તે (મૌત) ને યાદ જ કરે છે. હાંલાકે એ ટાઈમ એક દિવસ જરૂર તેના માથા પર આવવાવાળો છે. તેનાથી કોઈ બચી શકતું જ નથી.

જો ઝિન્દા હય વોહ મૌતકી ઈઝાએ સહેગા
જબ અહમદ મુરસલ ન રહે તો ઔર કોન રહેગા

# રૂહને (જીવને) બદનથી અલગ થવું સકરાતની કળવાશ અને આખેરી વખત

"અઝીઝો અહબાબ દમ કે હય સબ છૂટ જાતે હય
જહાં યે તારા તુટા—સબ રિશ્તે તુટ જાતે હય"

મૌતની સખ્તીનો હાલ તે જ જાણે છે જેના પર ગુઝરે છે. અથવા જેના પર ગુઝરી ગઈ છે. બીજાને તેના હાલની કંઈ ખબર નથી- જયાર સુધી તેનાથી વાસ્તો ના પડે ત્યારે સુધી ફક્ત અંદાઝો અને કયાસ (વિચાર) જ લગાવી શકે છે. બદનના જે ભાગમાં જીવ હોતો નથી. તેને કાપવાથી તકલીફ થવી નથી, જેવી રીતે બદનની મુરદાર ખાલને કાપવામાં આવે છે. તેને કાપવાથી તકલીફ થતી થથી. પરંતુ જે ભાગમાં જીવ હોય છે. તેમાં થોડી સુઈ લગાવવાથી પણ તકલીફ થાય છે. આ એ કારણથી થાય છે કે બદનને જીવના તે ભાગથી તાઅલ્લુક (સંબંધ) છે. તે કારણથી તેને તકલીફ પડે છે. કેમ કે જીવ આખા બદનમાં પગથી માથા સુધી આદમીના દરેક ભાગમાં હોયે છે. એ માટે જયારે તેને આખા બદનથી ખેંચીને કાઢવામાં આવશે તો તે જાહેર છે કે મૌતના ટાઈમે કેટલી તકલીફ પડશે. અગર કોઈ જીવતા માણસના

બદનના કોઈ ભાગને કાપવામાં આવે તો તેને કેટલી તકલીફ પડશે. તેનાથી વિચારી લો. અને અગર તે ભાગ મરેલો હોય. જેમાં જીવ ના હોય તો તેને કાપવાથી થોડી પણ તકલીફ થશે નહીં પણ બદનના એક ભાગને કાપવામાં આવે છે. તો જીવનો બાકી ભાગ આખા બદનમાં હોય છે. તો તે વખતે મજબુત હોય છે. એ કારણથી આદમી તડપે છે. અને ચિસો પાડે છે. પણ જ્યારે બધી રૂહ (જીવ) ખેંચવામાં આવે તો પછી તેમાં કમજોરી હોવાના કારણથી એટલી તાકત રહેતી નથી કે ને કંઈક તડપે અથવા આરામ લે. હા અગર બદન મજબુત હોય છે તો શ્વાસ નિકળવાના ટાઈમે આવાઝ પૈદા થાય છે. જે બીજાઓને પણ સાંભળાય છે. અને અગર બદનમાં તાકાત હોતી નથી તો પછી એ અવાઝ પૈદા થતો નથી.

બદનના જે જે ભાગથી જીવ નીકળી જાય છે. તે ભાગ હળવે હળવે ઠંડો થવા લાગે છે. સૌથી પ્રથમ તેના પગ ઠંડા થઈ જાય છે. એ માટે કે જીવ સૌથી પ્રથમ પગોથી નીકાળવામાં આવે છે. અને ત્યાંથી નીકળીને મુંહના ઝરીએથી નીકળી જાય છે. પછી પેંડીયો ઠંડી પડી જાય છે. એવી જ રીતે બદનનો દરેક ભાગ ઠંડો થઈ જાય છે અને દરેક ભાગને એટલી તકલીફ પડે છે. જેટલી કે તેને કાપવાથી થાય છે. એટલા સુધી કે જ્યારે તેનો જીવ ગળા સુધી આવે છે તો આંખોથી નુર જતો રહે છે. જે ટાઈમે મલેકુલ મૌત દિલની નસને પકડે છે. તે સમયે માણસોને ઓળખવાનું ખતમ થઇ જાય છે. અને જીભ બંધ થઈ જાય છે. અને દુનિયાની બધી ચીઝોને ભુલી જાય છે. અગર તે સમયે આદમી પર મૌતનો નકશો સવાર ના હોય તો તકલીફની સખ્તીના કારણે પોતાની પાસે વાળાઓ પર તલવાર ચલાવવા લાગે. અમુક રિવાયતોમાં છે કે જ્યારે શ્વાસ ગળામાં આવે છે તો તે સમયે શયતાન તેને ગુમરાહ કરવાની પુરી કોશિશ કરે છે.

હુઝુર નબીએ કરીમ (સલ.) ની દુઆઓમાં આ પણ એક દુઆ છે કે યાઅલ્લાહ મારા પર મૌતની અને સકરાતની સખ્તી આસાન ફરમાવ પરંતુ આપણામાંથી દરેક તે વાકેઆતથી બિલકુલ નાવાકિફ અને બે ખબર છે આપણે તો તે આવવાવાળા સમયને યાદ જ કરતા નથી. દુઆ માગવી તો શું ? અને અગર કોઇ દિવસ ભુલથી દુઆ પણ માગી તો જલ્દી જલ્દી અને મોટી સરસરી માગી લીધી.

અંબીયા (અલે.) જેઓ ગુનાહોથી બિલકુલ પાક અને સાફ હતા અને અવલિયા અલ્લાહ જેઓ ખુદાના દોસ્ત છે. તેઓ મૌતથી એટલા ડરતા હતા કે કંપતા હતા.

હઝરત ઈસા (અલ.) પોતાના સાથીઓને કહેતા હતા કે મારા માટે દુઆ કરો કે સકરાતની તકલીફ મારા પર આસાન થઈ જાય કે મૌતના ડરે મને મૌત સુધી પહોંચાડી દીધો છે.

## કિસ્સો

બની ઈસરાઈલના આબીદ ઈબાદત કરવાવાળાઓની એક જમાત કબરસ્તાનમાં ગઈ અને તેઓએ આપસમાં મશ્વેરો કર્યો કે અલ્લાહ પાકથી દુઆ કરવામાં આવે કે આ કબરસ્તાનમાંથી કોઈ મુરદાને ઉઠાવે જેથી આપણે તેને મૌતનો હાલ પુછી શકાએ કે તારા પર શું ગુઝરી ?

તેઓએ અલ્લાહ પાકથી દુઆ કરી. તેમની દુઆ કબુલ થઈ ગઈ. અને એક મુરદું કબર થી નિકળ્યું જેના કપાળ પર ઘણા સિજદા કરવાથી નિશાન પડેલું હતું. તેણે કહ્યું. તમો મને શું પુછવા ચાહો છો।

મને મર્યાં આજે પચાસ વર્ષ થયાં. પરંતુ મૌતના વખતની તકલીફ હજું સુધી મારા બદન થી ગઈ નથી.

હઝરત હસન (રદી.) ફરમાવે છે કે મૌતના ટાઈમે એટલી તકલીફ થાય છે જેટલીકે ત્રણસો જગ્યાએ તલવાર મારવામા આવે

હદીસમાં છે કે આપે ઈરશાદ ફરમાવ્યો કે યા અલ્લાહ તું જીવને પુઠ્ઠાંથી હાડકાંથી અને આંગળીયોથી કાઢે છે. મારા પર મૌતની સખ્તી આસાન કરજે.

અને એક જગ્યાએ ફરમાવ્યું કે કસમ છે તે ઝાતની જેના કબઝામાં મારો જીવ છે. કે હઝાર વાર તલવાર મારવાથી મરવાની તકલીફ વધું સખ્ત છે.

એક બુઝુર્ગ ઔઝાઈ કહે છે કે અમોને આ વાત પહોંચી છે કે મુરદાઓને કિયામતમાં ઉઠવા સુધી મૌતની તકલીફનું અસર મહેસુસ થતું રહે છે.

હઝરત શદદાદ ઈબ્ને ઔસ (રહ.) કહે છે કે મૌત દુનિયા અને આખેરતની બધી તકલીફોથી વધુ સખ્ત છે. તે કરવત ચલાવવાથી વધું સખ્ત છે તે કાતરોથી કતરવાથી પણ વધું સખ્ત છે. તે દેગમાં પકાવવાથી પણ વધું સખ્ત છે. અગર મુરદુ કબરથી ઉઠીને મરવાની તકલીફ બતાવે... તો કોઇ મ ણુસ પણ દુનિયામાં સુખ અને લજ્જત તેમ આરામથી પોતાનો ટાઈમ ગુઝારી ન શકે. અને મીઠી ઉંઘ તેને આવી શકતી નથી.

# હઝરત મુસા (અલ.)નો કિસ્સો

કહેવામાં આવે છે કે હઝરત મુસા (અલ.) ની જ્યારે વફાત થઈ તો તેમનાથી અલ્લાહે પુછ્યું કે અ મુસા મૌત ને કેવી જોઈ!

તેઓએ કહ્યું કે અય બારી તઆલા!

હું પોતાના જીવને એવો જોઈ રહ્યો હતો. જેવી રીતે કે જીવતાં પક્ષીને આગ પર સેકવામાં આવી રહ્યુ હોય. કે ન તેનો જીવ નિકળી શકે છે. અને ન તેને ઉડવાની કોઈ સુરત છે. અને એક બીજી રિવાયતમાં આ શબ્દો છે કે એવી હાલત હતી જેવી તે કે જીવતી બકરીની ખાલ ઉતારવામાં આવતી હોય.

હઝરત આઈશા (રદી.) થી રિવાયત છે કે જ્યારે હુઝૂર (સલ.) પર સકરાતનો ટાઈમ આવ્યો તો એક પાણીથી ભરેલો પ્યાલો હુઝુર (સ૦.) ના પ.સે મુકેલો હતો. હુઝુર વારંવાર પોતાના હાથને તે પ્યાલામાં નાંખતા અને પોતાના મુંહ પર ફેરવતા. અને ફરમાવતા અય અલ્લાહ! સકરાતની સખ્તીમાં મારી મદદ કર

હઝરતે ઉમરે હઝરતે કઅબથી ફરમાવ્યું કે મૌતની વિગત બયાન કરો.

તેઓએ કહ્યું કે અય અમીરૂલ મુઅમિનિન! જેવી રીતે કે એક કાંટા વાળી ડાળીને આદમીની અંદર નાંખવામાં આવી હોય. જેનાથી બદનનો દરેક ભાગ તે ડાળીથી વિંટાઈ જાય પછી એકદમ તેને ખેંચવામાં આવે છે.

અસ્તગ ફિરૂલ્લાહ. અમાનુલ્લાહ અઈનિ અલા ગમરાતિલ મૌતે

વ સકરાતિલ મૌતે. અય અલ્લાહ મૌતની સખ્તીયોના તે મૌકા પર મારી મદદ કરજે (આમીન)

## મલકુલ મૌત (ઇઝરાઇલ)

મૌતની સખ્તી અને સકરાતની કળવાશના વગર મલકુલ મૌત અને તેના મદદ ગાર ફરિશ્તાઓની ખતરનાક સુરતોનો ડર એક કડક મંઝીલ છે કે... જે સુરતમાં તે ગુનેહગારોની જાન (જીવ) કાઢે છે. તેમની એવી ડરાવની સુરત હોય છે કે મોટા મોટા પહેલવાન અને તાકત વાળા આદમી પણ તેમને જોવાની શક્તિ ધરાવતો નથી. કોઈમાં પણ તેમને જોવાંની તાકાત નથી. જેનાથી થોડી મુદ્દતમાં આદમીને વાસ્તો પડવાનો છે. પરંતુ આદમી છે કે તેનાથી ગાફિલ છે. પોતાની લજ્જત અને આરામમાં મસ્ત છે. કોઈ દિવસે સરસરી નઝરથી અથવા બીજાની સકરાતને જોઈને પણ પોતાનો ખ્યાલ તેને કોઇ દિવસે આવતો નથી

## હઝરત ઇબ્રાહીમ (અલ) નો કિસ્સો

એક દિવસે હઝરત ઈબ્રાહીમ (અલ.) એ મલેકુલ મૌતથી ફરમાવ્યું... કે જે સુરતમાં તમો નાફરમાનો અને ફાજિરોની જાન કાઢો છો તે મને બતાવો... મલકુલ મૌતે કહ્યું કે અય હઝરત આપ તેને જોવાની તાબ લાવી શકશો નહી... હઝરત ઈબ્રાહીમે (અલ.) કહ્યું કે નહી. હું જોવાની તાકત રાખી શકીશ.

તેના પર હઝરત ઈઝરાઈલે કહ્યું કે અચ્છા આપ બીજી તરફ પોતાનું મોંહ ફેરવીલો. હઝરત ઈબ્રાહીમે (અલ.) બીજી બાજુ મોંહ ફેરવી લીધું. તેના પછી હઝરત ઈઝરાઈલે ફરમાવ્યું કે યા હઝરત હવે જુઓ

હઝરત ઈબ્રાહીમે જ્યારે તે તરફ જોયું તો એક ખરાબ કાળો માણસ (દેવની શકલ) જેના વાળ ઘણા લાંબા અને ઘણી બદબુ વાળાં કપડાં... અને તેના નાક અને મોંથી આગના ભડકા નિકળી રહ્યા હતા. હ. ઈબ્રાહીમ (અલ.) એ આ હાલત જોઈને બેહોશ થઈ ગયા... ઘણા ટાઈમ પછી હોશ આવ્યો... તો મલકુલ મૌત પોતાના પહેલી સુરતમાં હતા.

હ. ઈબ્રાહીમે (અલ.) ફરમાવ્યું કે
અગર નાફરમાન અને ફાજિર માણસના માટે બીજી કોઈ આફત અને મુસીબત ના હોય... તો પણ આ સુરત જ તેની આફત અને મુસીબતના માટે કાફી છે.

આ ફાજીરો, ફાસિકો, ગુનેહગારો અને ના ફરમાનોનો હાલ છે.

હવે અલ્લાહના નેક અને ફરમાબરદાર બંદાઓનો હાલ સાંભળો. અલ્લાહ તઆલાના નેક અને ફરમાબરદાર બંદાઓનો જીવ લેવા માટે તે ફરિશ્તા ઘણી સારી સુરતમાં આવે છે.

હઝરત ઈબ્રાહીમ (અલ.) થી આ જ નકલ છે કે તેઓએ પછી મલકુલ મૌતથી ફરમાવ્યું કે જે રોઝમાં તમો નેક બંદાઓનો જીવ કાઢો છો. તે હાલ પણ બતાવો તો તેઓ એ જોયું કે એક ખુબ સુરત જવાન સારાં કપડાં પહેરેલો ખુશ્બુ લગાવેલો સામે છે. હઝરત ઈબ્રાહીમે (અલ.) ફરમાવ્યું કે મોમિન અને ફરમાબરદાર ના માટે અગર મરતી વખતે આ સુરતના વગર કોઈ પણ ખુશીની વસ્તુ ના હોયતો આ તેના માટે કાફી છે.

# નેકી કરવાવાળાઓની મૌત

હદીસ શરીફમાં છે કે જનાબ રસુલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું કે અલ્લાહ જ્યારે કોઇ બંદાથી ખુશ થાય છે તો તે મલેકુલ મૌતથી ફરમાવે છે કે હે મલકુલ મૌત ફલા બંદાની રૂહ લઈ આવો. જેથી હું તેને આરામ આપું. તેને હું આજમાવી ચુકયો છું. જેવી રીતે હું ચાહતો હતો તે તેવો જ કામિયાબ નિકળ્યો. કે તેણે મારા સૌ હુકમો પુરા કરીને બતાવ્યા.

તે હુકમના પછી મલકુલ મૌત તે બંદાના પાસે આવેછે. અને પાનસો ફરિશ્તા તેના સાથે હોય છે. તેમનામાંથી દરેક ફરિશ્તો તે બંદાને એક એવી ખુશખબરી આપે છે. જે તેનાં પહેલાં બીજા કોઈએ તેને આપી નહી હોય. તેમના પાસે રીહાનની ખુશ્બુંવાળી ડાળીયો હોય છે. તે બધા ફરિશ્તાઓ બે લાઈનો લગાવીને તેના પાસે ઉભા થઈ જાય છે.

# ઇબલીસનું રડવું

તે નેક બંદાના સાથે અલ્લાહની મહેરબાની દેખીને ઈબલીસ (શૈતાન) પોતાનું માથું પકડીને રડે છે. તેનો અવાઝ સાંભળીને તેના ચેલા દોડતા આવીને પુછે છે કે હે અમારા સરદાર શું થયું ? તે કહે છે કે કમ બખ્તો! જોતા નથી આ શું થઈ રહ્યું છે. તમે કયાં મરી ગયા હતા ?

તે જવાબ આપે છે હે સરદાર! હમોએ તેને ગુમરાહ કરવાની ઘણી કોશિશ કરી. અમારા બધા દાવ તેના પર ચલાવ્યા. પરંતુ તે ગુનાહો થી બચતો રહ્યો. અને અમારા દાવમાં ન આવ્યો.

એક બીજી રિવાયતમાં.

હઝરત તમીમે દારી (રહ.) કહે છે કે અલ્લાહ તઅલલા મલકુલ મૌતથી ફરમાવે છે કે તમો મારા ફલાણા વલી ના પાસે જાઓ. અને તેનો જીવ લઈ આઓ. મેં તેને ગમ અને ખુશીમાં અજમાવ્યો તે એવોજ નીકળ્યો જેવો હું ચાહતો હતો. જાઓ તેને લઈ આવો. જેવી દુનિયાની તકલીફોથી તેને આરામ મળી જાય.

મલકુલ મૌત પાંચસો ફરિશ્તાઓની જમાતના સાથે તેની પાસે આવે છે. તેમનાં પાસે જન્નતનું કફન હોય છે. તેમના હાથમાં રયહાનના ગોટા હોય છે. દરેકમાં વીસ રંગ હોય છે. અને દરેક રંગમાં જુદી જુદી સુગંધ હોય છે.

અને એક સફેદ રેશમી રૂમાલમાં મહેકતું મુશ્ક (કસ્તુરી) હોય છે: મલ કુલ મૌત તેના સરહાને બેસે છે. અને ફરિશ્તા તેને ચારે બાજું ઘેરી લે છે. અને તેના દરેક બદનના ભાગ પર પોતાનો હાથ મુકે છે. અને મુશ્કવાળો રૂમાલ તેની દાઢીના નીચે મુકે છે. અને જન્નતનો દરવાજો તેની સામે ખોલી દે છે. તેના દિલને જન્નતની નઈ નઈ ચીઝોથી ફોસલાવે છે. જેવી રીતે બચ્ચાના રોવાના ટાઈમે તેના ઘરવાળા જુદી જૂદી વસ્તુઓથી તેનું દિલ ફોસલાવે છે. અમુક વખતે તેની હુરો તેના સામે કરવામાં આવે છે. અમુક વખત ત્યાંના ફળ અને અમુક વખત ત્યાંનો લેબાસ તેની સામે કરવામાં આવે છે.

મતલબકે જુદી જુદી ચીઝો (વસ્તુઓ તેનાં સામે કરવામાં આવે છે. તેની હુરો (બીબીયો) ખુશીમાં આવીને કુદવા લાગે છે. આ બધું જોઈને તેનો જીવ બદનમાં ભડકવા લાગે છે (જેવી રીતે-કે પાંજરામાં જાનવર બહાર નિકળવા માટે ફડકે છે.)

# મલકુલ મૌતની વાતચીત

મલકુલ મૌત તેનાથી કહેછે કે મુબારક રૂહ (આત્મા) ચાલ એવી ઓરડીઓની તરફ જેમાં કાંટા નથી અને એવા કેળાઓનો તરફ જે ઉપરા ઉપરી લાગેલા છે. અને એવા છાયાની તરફ જે ઘણો મોટો છે. અને પાની વહી રહ્યું છે. અને મલકુલ મૌત એટલી નરમીથી વાત કરે છે જેવી રીતેકે મા, પોતાના બચ્ચાથી કરે છે. એ કારણથીકે તેને એ વાતનીખબર છે કે આ જીવ અલ્લાહના ત્યાં પ્યારો છે. અને અલ્લાહ તે જીવથી રાંજી છે. એ માટે તે તે જીવના સાથે મોહબ્બતથી વર્તે છે. જેથી કરીને અલ્લાહ તે ફરિસ્તાથી પણ ખુશ થાય, તો તે જીવ બદનમાંથી એટલી આસાનીથી નિકળે છે જેવી રીતે કે લોટમાંથી વાળ નિકળી જાય છે.

# જીવ નિકળવાના બાદ (પછી)

જ્યારે જીવ નિકળી જાય છે. તો બધા ફરિશ્તા તેને સલામ કરે છે. અને તેને જન્નતમાં જવાની ખુશખબરી આપે છે.

તો જ્યારે જીવ બદનથી અલગ થાય છે. તો તે બદનથી કહે છે કે અલ્લાહ તઆલા તને સારો બદલો આપે. તું અલ્લાહ પાકના હુકમો પુરા કરવામાં અને તેની ઈબાદત કરવામાં જલ્દી કરવાવાળો હતો. અને તેની નાફરમાની કરવામાં સુસ્તિ કરવાવાળો હતો. એ માટે આજના દિવસે તને ધન્યવાદ આપું છું કે તું પોતે પણ અઝાબથી બચી ગયો અને મને પણ બચાવી લીધો. એવી જ રીતે બદન અલગ થવાના ટાઈમે જીવથી કહે છે.

આ જુદાઈ પર જમીનના તે ભાગો રડે છે. જેના પર તું ઈબાદત કરતો હતો. અને આસમાનના તે દરવાજા રડે છે.

જેનાથી તેના અમલો ઉપર જતા હતા. અને જેનાથી તેની રોઝી ઉતરતી હતી.

## મરવાના બાંદ (પછી)

જીવ નિકળી ગયા પછી પાનસો ફરિસ્તા મૈયતના પાસે ભેગા થઈ જાય છે અને જ્યારે ગુસલ આપવાવાળા તેને પાસુ બદલાવે અને જ્યારે તે કફન પહેરાવે છે. તો તેના પહેલાં તેઓ તુરત પોતાનુ લાવેલુ કફન પહેરાવી દે છે. જ્યારે તેને ખુશ્બુ લગાવવામાં આવે છે. તો તે ફરિસ્તા તેના પહેલાં પોતાની લાવેલી ખુશ્બુ લગાવી દે છે. તેના પછી તે ફરિસ્તાઓ તેના દરવાજાથી લઈને કબર સુધી બન્ને બાજુ લાઈન લગાવીને ઉભા રહે છે. અને તેન જનાઝાનું દુઆ અને ઈસ્તિગફારના સાથે સ્વાગત કરે છે.

## શૈતાનનું રડવું

આ બધું દશ્ય જોઈને શયતાન એવી રીતે ઝોરથા રડે છે. કે તેના હાડકાં ટુટવા લાગે છે. અને પોતાના લશ્કરને કહે છે કે આહ તમો ખતમ થઈ જાઓ. આ તમારાથી કેવી રીતે છુટી ગયો તે કહે છે કે હે અમારા બાદશાહ ! આ મ.સુમ અને બે ગુનાહ હતો.

## ચેતવણી

આ બધા હાલાત આપણને આ દુનિયામાં મૌતના ટાઈમે દેખાતા નથી. આપણે તે વાતોને પઢી અને સાંભળીને અને મરવા-વાળાની હાલત જોઈને ફક્ત મોટો મોટો ખ્યાલ કરીને તુરત તેને ભુલાવી દઈએ છીએ અને પોતાના દિલથી દુર કરી દઈએ છીએ કે તે મરવાવાળાને મરવાનું હતું આપણે કયાં મરવાનું છે. ? આ પણે તો

આ દુનિયામાં જ રહેવાનું છે. અને ઠાઠ કરવાનો છે. થોડીવાર અમ થાય છે. અને પછી કંઈ નહી.

તે દિવસે ખબર પડશે જે દિવસે તે હાલાત આપણુને સામે આવશે. તે પછી જ્યારે હ. મલકુલ મૌત તેનો જીવ લઇને ઉપર જાય છે તો હ. જીબ્રઈલ (અલે.) સીત્તેર હઝાર ફરિસ્તાઓના સાથે તેનું સ્વાગત કરે છે. તે ફરિશ્તાઓ તેને અલ્લાહના તરફથી ખુશખબરી આપે છે. તેના પછી જ્યારે મલકુલ મૌત તેને અર્શ સુધી લઈ જાય છે. તો તે ત્યાં જઈને (જીવ) સિજ્દો કરે છે. અલ્લાહ તઆલાનો હુકમ થાય છે કે મારા બંદાના જીવને જન્નતમાં પહોચાડી દો.

## કબરમાં નેક અમલોની હમદર્દી

જ્યારે બંદાની લાશને કબરમાં મુકવામાં આવે છે તો તેની નમાઝ તેની જમણી બાજુ આવી જાય છે. અને રોઝા ડાબી બાજુ આવી જાય છે. કુર્આન શરીફની તિલાવત અને અલ્લાહનું ઝિક્ર માથાની બાજું આવી જાય છે. અને જમાતના સાથે નમાઝ પઢવાના પગલાં તેના પગોની બાજુ આવી જાય છે

તે પછી અઝાબ તે કબરમાં પોતાનું માથું નિકાળે છે. અને મુરદા સુધી પહોંચવા ઈચ્છે છે. અગર તે જમણી બાજુથી આવે છે તો તેની નમાઝ કહે છે કે પરે (ત્યાં) જા. ખુદાની કસમ આ માણસ દુનિયામાં ઘણી મુસીબત ઉઠાવતો રહ્યો. હાલ જ આરામ થી સુઈ રહ્યો છે. પછી અઝાબ ડાબી તરફથી આવવા ઈચ્છે છે તો રોઝા તેને તેવી જ રીતે હટાવે છે. પછી તે માથાના તરફથી આવે છે તો કુર્આનની તિલાવત અને અલ્લાહનું ઝિક્ર તેને રોકે છે.

આ બાજુ તારો રસ્તો નથી. મતલબ કે તે જે બાજુએથી આવવા ઈચ્છે છે તો તેને તે બાજુએ થી રસ્તો મળતો નથી. તે એ કારણ થી કે અલ્લાહના તે બંદાએ ઈબાદતો (જે તેણે દુનિયામાં રહીને કરી હતી) તે તેની હિફાઝત (રક્ષા) કરે છે.

તો તે અઝાબ મજબુર અને કમઝોર થઈને પાછો જતો રહે છે.

તેના પછી સબ્ર જે એક ખૂણામાં હતું તે તે ઈબાદતોને કહે છે કે હું તો તે ઈન્તિઝારમાં હતો કે અગર કોઈ બાજુંથી ઈબાદત માં કંઈ કમઝોરી હોત તો હું તેની હમદર્દી કરત. પરંતું અલ્લાહ નો શુક્ર છે કે તમો સૌએ મળીને તેને રોકી દીધો...તો હવે હું આઅમાલ તોલવાના ત્રાજવામાં તેના કામ આવીશ.

## કબરમાં

કબરમાં બે ફરિશ્તા જેમાં એકને મુન્કર અને બીજાને નકીર કહે છે. આવે છે. જેમની આંખો વિજળીની જેમ ચમકે છે. અને તેમની અવાઝ વાદળ ગરજવાનાં જેવી હોય છે. અને તેમના દાંત ગાયના શિંગડાની જેમ બાહર નિકળેલા હોય છે. તેમના મોંથી આગના ભડકા નિકળે છે. વાળ એટલા લાંબા હોય છે કે પગો સુધી લટકેલા હોય છે. તેમના એક ખભાથી બીજા ખભા સુધી એટલું અંતર હોય છે કે એક આખો દિવસ ચાલીને છેલ્લે સુધી પહોંચાય.

મહેરબાની અને નરમી તેમના પાસે જોવા મળતી નથી. પરંતુ સખ્તીનો મામલો મોમિનોના સાથે કરતા નથી. પરંતું છતાં પણ આવી ખતરનાક સુરત જોવી પણ શું કમ છે.?

તે બન્નેના હાથમાં એક લોઢાનો ભારી હથોડો હોય છે. કે અગર આખી દુનિયાના ઈન્સાનો અને જિન્નાતો તે હથોડાને ઉપા-

ડવા ચાહે તો ઉપાડી શકતા નથી...પરંતુ તેને હલાવી શકતા પણ નથી...તે આવીને મડદાથી કહે છે એઠું થઈજા. મડદુ એકદમ ઉઠીને બેસી જાય છે. અને કફન તેના માથા પરથી સરકીને નીચું થઈ જાય છે.

## મુન્કર નકીરના સવાલો

મુન્કર અને નકીર સવાલ કરે છે. (૧) તારો રબ કોણ છે. (૨) તારો દીન શું છે. (૩) તારા નબી કોણ છે. અગર મડદુ નેક હોય છે તો કહે છે. મારો રબ અલ્લાહ છે. જે વહદહૂ લાશરીક છે. મારૂં દીન ઈસ્લામ છે.

મારા નબી હઝરત મોહંમદ મુસ્તફા (સલ.) છે આ સાંભળીને તેઓ કહે છે તેં સાચું કહ્યું.

## કબરના ઈમ્તેહાનના જવાબો

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદી.) થી રિવાયત છે કે હુઝુર (સલ.) એ ફરમાવ્યું કે લોકો ! તમો આ કલ્માઓને વધુ પઢયા કરો.... કેમકે તેના વિષે કબરમાં તમારૂં ઈમ્તેહાન થશે. તે કલ્માઓ આ છે. લાઈલાહા ઈલ્લલ્લાહુ વ અન્ન મોહંમદૂં રસુલુલ્લાહે. અલ્લાહના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી મોહંમદ (સલ.) અલ્લાહના રસુલ છે. વ ઈન્નલ્લાહ રબ્બના. અને બેશક અલ્લાહ હમારો રબ છે. વલ ઈસ્લામો દીનોના. અને ઈસ્લામ અમારો દીન છે. વ મોહંમદનન્નબિયન. અને મોહંમદ (સલ.) હમારા નબી (સલ.) છે.

અગર બંદો આ સહીહ સહીહ જવાબ આપે છે તો ફરિશ્તા કહે છે તેં સાચું કહ્યું. તો તેની કબરના દીવાલોને ચૌ તરફથી હટાવી દેવામાં આવે છે. જેનાથી તે ચારે બાજુથી પહોળી થઈ જાય છે.

તેના પછી ફરિશ્તા કહે છે કે ઉપર જો. મડદુ જયારે ઉપર જુએ છે તો તેને એક દરવાજો દેખાય છે. જેમાંથી જન્નત દેખાય છે. તે કહે છે કે અલ્લાહના દોસ્ત તે જગ્યા તારા રહેવાની છે. એ માટે કે તે અલ્લાહની ઈતાઅત કરી હતી.

જનાબ રસુલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું કે કસમ છે તે પાક ઝાતની જેના કબ્ઝામાં મારો જીવ છે કે તેને ને વખતે એટલી ખુશી થાય છે કે જે કોઈ દિવસ ખતમ થશે નહીં.

તેના પછી તે ફરિશ્તા કહે છે કે પોતાના પગો તરફ જો. જયારે તે જુએ છે તો જહન્નમનો દરવાજો દેખાય છે. જેથી જહ-ન્નમનો હાલ દેખાય છે...... તે ફરિશ્તા કહે છે કે હે અલ્લાહના વલી! તું તે દરવાજાથી બચી ગયો.... તે વખત પણ મડદાને એટલી ખુશી થાય છે. જે કોઈ દિવસ ખતમ થશે નહી. તેના પછી તેની કબર માં જન્નતના સીત્તોર દરવાજા ખુલી જાય છે. જેમાંથી ત્યાંની ઠંડી ઠંડી હવા અને ખુશ્બુ આવે છે. અને કિયામત સુધી તે તેમાં જ રહેશે. કેટલી ખુશ કિસ્મત હશે તે રૂહ (જીવ) જેના સાથે અલ્લાહ તઆલા પોતાની મહેરબાની અને કરમનો મામલો ફરમાવશે અલ્લાહુમ્મ અરઅલોક રેઝાક વલ જન્નહ.

# ખુદાની ના ફરમાની કરવાવાળાની મૌત

જ્યારે ખુદા તઆલાના હુકમ તોડનાર બંદાની મોતનો સમય આવે છે તો ખુદા તઆલા મૌતના ફરિસ્તાને હુકમ આપે છે કે મારા દુશ્મન પાસે જાઓ અને તેનો જીવ કાઢી લાવો. મેં (ખુદા) તેના પર પોતાની નેઅમતો ચારે બાજુએથી વરસાવી પણ તે મારી નાફરમાની કરતો રહ્યો એટલા માટે હવે તેને મારી પાસે લાવો હું તેને સજા આપું અને નાફરમાનીનો બદલો આપું. મલકુલ મૌત ભયાનક સુરતમાં તેની પાસે આવે છે. અને તેમની બાર આંખો હોય છે. તેમની પાસે લોઢાનો મોટો ડંડો હોય છે. જે દોઝખની આગથી બનાવેલો છે. અને તેમાં કાંટા હોય છે. અને તેમની સાથે પાંચસો ફરિશ્તા પણ આવે છે. જેમની સાથે તાંબાનો એક ટુકડો હોય છે. અને હાથોમાં દોઝખની આગના મોટા મોટા અંગારા હોય છે. અને આગના કોરડા હોય છે. જે સળગતા હોય છે. મલકુલ મૌત તે નાફરમાન બંદાની પાસે આવતાં જ તે લોઢાનો ડંડો તેના ઉપર મારે છે. જેના કાંટા તેની દરેક નસોમાં ઘુસી જાય છે. પછી તેને ખેંચે છે. અને બાકી ફરિશ્તા તે. કોરડાથી તેના મોઢા પર તેમ મોઢાના નીચેના ભાગ ઉપર મારવું શરૂ કરી દે છે. જેના કારણે તે મુરદું ગશ ખાવા લાગે છે. અને મલકુલ મૌત તેના જીવને પગોમાંથી નીકાળીને એડીમાં રોકી દે છે. અને મારવું શરૂ કરે છે. તે પછી એડીમાંથી નીકાળીને ઢીંચણોમાં રોકી દે છે. તે પ્રમાણે દરેક જગ્યાએ એટલા માટે તેના જીવને રોકે છે કેમકે તેના કારણે તેને ખુબ તકલીફ થાય. પેટમાં રોકી દે છે. પછી ત્યાંથી ખેંચીને સીનામાં રોકી લે છે. તે પછી ફરિશ્તા તે તાંબાના

ટુકડાને અને દોઝખના અંગારાને તેની દાઢીના નીચે મુકી દે છે. અને મલકુલ મૌત તેને કહે છે કે,

અય મલઉન જીવ નીકળી જા. અને તે દોઝખની તરફ ચાલ જેના વિષે ખુદા પાકે ફરમાવ્યું છે કે તે લોકો આગમાં તેમ ઉકળતા પાણીમાં તેમ કાળા ધુણાના છાંયામાં જે ન ઠંડો હશે અને ન તેનાથી આરામ મળશે પરંતું તે ઘણી તકલીફ આપવા વાળો હશે.

તે પછી જયારે જીવ તેના બદનમાં થી નીકળે છે તો બદનને કહે છે કે ખુદા પાક તને ખરાબ બદલો આપે. કેમકે તું મને ખુદા તઆલાની નાફરમાની તરફ લઈ જતો હતો. અને તેની ફરમાં બરદારીમાં આળસ કરાવતો હતો. તું પોતે પણ બરબાદ થયો. અને મને પણ બરબાદ કર્યો. અને આ જ વાત બદન જીવને કહે છે.

અને જમીનના તે ભાગો જેના ઉપર ખુદાની નાફરમાની કરતો હતો દરેક ભાગો તેના ઉપર લાનત કરે છે અને શૈતાનના લશ્કરના બધા શૈતાનો દોડીને પોતાના સરદાર ઈબ્લીસ પાસે આવીને તેને ખુશખબરી સંભળાવે છે; કે એક માણસને દોઝખ સુધી પહોંચાડી દીધો.

## નાફરમાનની કબરમાં હાજરી

જ્યારે નાફરમાની કરવાવાળો કબરમાં ઉતારવામાં આવે છે તો કબર એટલી તંગ થઈ જાય છે કે તેનાં પાંસળાં બીજા પાંસળામાં ઘુસી જાય છે. અને તેના ઉપર કાળા સાંપ છોડવામાં આવે છે. જે તેના નાક અને પગોને ડંખ મારવા શરૂ કરે છે એટલા સુધી કે બંન્ને બાજુએથી સાંપ ડંખ મારતા મારતા વચમાં ભેગા થાય છે

પછી તેની પાસે બે ફરિશ્તાઓ આવે છે જેમને મુન્કર અને નકીર કહેવામાં આવે છે. તે આવીને પુછે છે કે

તારો રબ (ખુદા) કોણ છે :
તારું દીન કયું છે ?
તારો નબી (સલ.) કોણ છે ?

તે તેમના દરેક પ્રશ્નના જવાબમાં કહે છે કે હાય હાય હું કશું જાણતો નથી. તેના આ જવાબ પર તેને (મુરદાને) તે લોઢાના ડંડાથી એટલું જોરથી મારે છે કે તેના ગુર્ઝ (ડંડા)ના કારણે તેમાંથી ચિન્ગારીયો કબરમાં ફેલાય છે. તે પછી તેને કહેવામાં આવે છે કે ઉપર જુઓ પેલો ઉપર તરફ જન્નત (સ્વર્ગ) નો દરવાજો ખુલ્લો દેખાય છે (જન્નતની ઠંડી હવા ત્યાંથી દેખાય છે.)

ફરિશ્તાઓ તે નાફરમાનને કહે છે કે અય ખુદાના દુશ્મન ! અગર દુનિયામાં ખુદાની ફરમાંબરદારી કરતો તો તારું આ ઠેકાણું હોત

જનાબે રસુલુલ્લાહ (સલ.) ફરમાવે છે કે કસમ છે તે ઝાતની જેના કબ્ઝામાં મારો જીવ છે. કે તે મુરદાને એ વખતે એટલો અફસોસ થાય છે કે તેવો અફસોસ કદી પણ ન થશે. તે પછી દોઝખ (નર્ક) નો દરવાજો ખોલવામાં આવે છે. અને ફરિશ્તા કહે છે કે અય ખુદાના દુશ્મન ! આ તારું ઠેકાણું છે. એટલા માટે કે તેં ખુદાની નાફરમાની કરી. તેના પછી સીત્તોતેર ૭૭ દોઝખના દરવાઝા તેની કબરમાં ખોલી દેવામાં આવે છે. જેના કારણે કિયામત સુધી ગરમ હવા તેમ ધુણો વગેરે તેને પહોંચતો રહેશે.

# અય કબરની પહેલી રાતને પઢવા, સાંભળવા વાળો !

ભાઇયો ! અહીં સુધી જે પણ લખવામાં આવ્યું તે બધું બંદાની કબરની પહેલી રાતનું જ બયાન છે. કબર આખેરતની પહેલી મંઝીલ છે. અગર બંદો પહેલી મંઝીલમાં કામિયાબ થઈ ગયો તો ઈન્શાઅલ્લાહ આખેરતની સૌ મંઝીલો આસાન થઇ જશે. અગર પહેલી મંઝીલમાં ફસાઈ ગયો તો પછી મામલો ઘણો મુશ્કેલ થશે. અને આ રાત આપણા સૌ પર એક દિવસ જરૂર આવવાની છે. અને આ દુનિયાની પુરી જીંદગીનો હિસાબ થશે. તેનાથી કોઇ બચી શકતો નથી તેમ નાસીને કોઇ જઈ શકતો નથી સૌને આ સફર કરવાનું છે. એ માટે દરેકને કહેવામાં આવે છે કે આ થોડાક સમય ની જીંદગીમાં એવું કામ કરો કે જેના કારણે ખુદા તઆલા ખુશ થઈ જાય. અને આખેરતની સર્વે મંઝીલો આસાન થઈ જાય. અને આખેરતમાં સફળતા મળે. તેમ કબરના અઝાબથી છુટકારો મળી જાય. કેમકે કબરના અઝાબનો મામલો ઘણો સખ્ત અને અઘરો છે ખુદા પાક આપણા માટે આસાન કરે એ માટે રસુલુલ્લાહ (સલ.) એ પોતાની દુઆઓમાં કબરના અઝાબથી છુટકારા માટે ખુબ દુઆઓ માંગી છે જેથી લોકો પણ ખુબ દુઆઓ માંગવાનું ધ્યાન રાખે. હાલાંકે હુઝુર (સલ.) માસુમ અને બે-ગુનાહ છે તેમનાથી કોઇ ગુનોહ થયો નથી. નબી (સલ.) આપણને આ સબક શીખાવીને ગયા છે કે કબરના અઝાબનો મામલો ઘણો સખ્ત છે. તેનાથી ડરો. ત ટાઇમ ને યાદ રાખો. અને તેનાથી ખુદાની પનાહ માંગો.

આ જ કારણે આપ (સલ.) એ ફરમાવ્યું કે તમે લોકો ડરના કારણે મુરદાઓને દફન કરવા છોડી દેશો. અગર મને આ ડર ન

હોત તો હું ખુદા તઆલાથી દુઆ કરતો કે તમોને પણ કબરનો અઝાબ સંભળાય અને દેખાય.

## નઝમ

તુ અય બશર જહાંસે જીસ દમ રવાં હોગા
કોઈ ન સાથ દેગા. ઔર તુ બે-સામાન હોગા

વકતે નઝઅ સરહાને આએંગે સબ પ્યારે
સુરતકો દેખકર તેરી રોઈંગે ગમ કે મારે
યાસીન જબ પઢેંગે તુ નીમ જાન હોગા, તુ અય બશર...

આઈંગે જબ ફરિશ્તે લેનેકો જાન તેરી
કર લેગી તબ કિનારા યે ઝુટી શાન તેરી
ઉસ વકત ફિર હટા સબ યે તાન માન હોગા, તુ અય બશર...

નહેલા કે તુજકો સાથી કફનાકે લે ચલેંગે
પઢકર જનાઝા તેરા ફિર સાથ છોળ દેંગે
દો ગઝ કફન કા ટુકળા તેરા નિશાન હોગા, તુ અય બશર...

હોગી કબર અંધેરી ઘબરાએગા વહાં તુ
આએંગે જબ ફરિશ્તે ડર જાએગા વહાં તુ
કિસકો પુકારેગા તુ જબ તેરા બયાન હોગા, તુ અય બશર...

સરકારે દો જહાંકી અય દિલ ગુલામી કર લે
દુનિયા હય ચંદ રોઝા નેકીસે ઝોલી ભરલે
જન્નત મેં ફિર તો બેશક તેરા મકાન હોગા તુ અય બશર...

# મૌતની મજા

ખુદા તઆલાનો ફરમાન છે કે દરેક જીવવાળાને એક ન એક દિવસ જરૂર મોતની મજા ચાખવાની છે. પછી તમારે સૌને મારી પાસે પાછા આવવાનું છે. અને દુનિયામાં કરેલા અમલોનો હિસાબ આપવાનો છે. દોસ્તો ! કોઈ દિવસ તમે એકાંતમાં બેસીને વિચાર કર્યો છે કે તે દોસ્તો જે પાછલા દિવસોમાં તેમ પાછલા મહીના અને વર્ષોમાં તમારી સાથે રહેતા હતા. જેમના થી તમારી બેઠકો કાયમ થતી હતી જેમની સાથે મોજ મજા મનાવવામાં આવતી હતી. આજે તે લોકો ક્યાં ગયા ! જેવી રીતે આજ તમે પોતે પોતાના કામોમાં લાગેલા છો. અને તમોને પોતાના કામથી કોઈ પણ ટાઇમ ખાવા તેમ કમાવવાથી નવરાશ મળતી નથી, કાલે તેઓ પણ આવી જ રીતે પોત પોતાના કામોમાં લાગેલા હતા જેવી રીતે તમોને સવાર સાંજ તેમ રાત દિવસ એ જ ફિકર અને બીમારી છે કે પૈસા મળી જાય. ભલે પછી હલાલ કે હરામ રીતે મળી જાય. આ જ પ્રમાણે મરવાવાળાની હાલત હતી. તેમને કોઈ ટાઇમ પણ થોડો ઘણો ટાઈમ નીકાળીને ખુદાની ઇબાદત કરવામાં ફુરસત (નવરાશ) મળતી ન હતી. અને મળી પણ ન શકી. અંતે પોતાની કીંમતી જીંદગી દુનિયાની જંજાળ તેમ એશમાં ફસાઈને તેને ભેગી કરવામાં કુરબાન કરી દીધી. એટલા સુધી કે એ હાલતમાં મોતે તેમને પકડી લીધા.

જ્યારે મોતના પંજામાં ફસાઇ ગયા તો બધી ઉમ્મીદો તેમ દિલના અરમાનો માટીમાં મળી ગયા અને પછી બધું છોડી દઈને જમીનની નીચે દબી ગયા.

## નઝમ

ન કોઈ પેશ ચલી ન ઉઝર ન ઈન્કાર હુવા
જબ બશર મોત કે પંજેમેં ગિરફતાર હુવા

સાંસ કા કર ન ભરોસા તુ, કભી અય ગાફિલ
યે તો ચલતા હય સમજ ચલને કો તૈયાર હુવા

કિસ કદર મોતકી હય નીંદ મઝેકી યારબ
કે જો કોઈ સોયા ફિર ન ઉસ નીંદ સે બેદાર હુવા

કોઈ સાથી ન હુવા મર કે બજુઝ ઝેરે કફન
પહેલી મંઝીલ સે હી હર એક જુદા યાર હુવા

જીતેજી બહોત યારથે સુફી અપને
કબર મેં એક ભી આકર ન મદદગાર હુવા

હવે રોવે છે. પછતાય છે. વાવેલા કરે છે

કે આ મુસીબતમાં અમારો મદદગાર કોણ છે.? અને અમારા બાલ બચ્ચોની તંગીમાં ખબર રાખનાર અને સહારો કોણ છે.? અને કોણ છે જે અમારી દોસ્તીનો હક અદા કરે આહ કોઇ નથી? તમે મુરદાને જબરદસ્તી ઉઠાવીને લઇ જઈ રહ્યા છો. અને તેને કબરના ખાડામાં એકલાને દાટીને ઉપર સેંકડો મણ માટી નાંખીને દબાવી રહ્યા છો.

હાય આ કેવી મોટી મુસીબત અને અમારા માટે નસીહત છે. શું તે જાણતા નથી કે મલકુલ મૌત દરરોજ અમારી રાહ જુએ છે.? અને શું આ સાંભળ્યું નથી કે આપણે બધાને મોતનો પ્યાલો પીવાનો છે. અને મૌતની સવારીમાં સવાર થવાતું છે.

અને કબરનો અઝાબ કડક છે. અને પુલસિરાતનો રસ્તો વાળ થી વધારે બારીક (પાતળો) અને તલવારથી વધારે તેઝ છે.

શું તમારી સામે મોને કોઇ કમઝોર, કોઇ ગરીબ, અથવા કોઈ બીમાર પર રહમ કર્યો? અને તેને છોડી દીધો? અથવા કોઈ મોટો માલદાર અથવા બાદશાહ, રાજાને તેમના મોટા હોવાના કારણે તેમને મોહબ્બત તેમ ઢીલ આપી? અથવા કોઈની ખુશી, યા પછી ગમના ટાઇમે મૌત કોઈને છોડતી નથી. પરંતુ હરઘડી દમ નીકાળવા માટે તૈયાર છે. કોઈ વખતે પણ તે પાછી વળતી નથી.

## મોત કોઈનો ખ્યાલ રાખતી નથી

ભાઇયો! આ દુનિયા પરીક્ષાની જગ્યા છે. ચાર દિવસની જીંદગી છે. અગર ખુદાની ઇબાદત કરી તો ખૈર છે નહિતો ખરેખર લાચારી છે. કોઈ નબી (સલ.) હોય, અથવા વલી હોય, ઘરડો હોય અથવા જવાન હોય. બાદશાહ હોય, વઝીર હોય, કાફિર હોય અથવા મુસલમાન હોય, નેક હોય, અથવા બદકાર હોય, માલદાર હોય, અથવા ગરીબ હોય નાનો હોય અથવા. મોટો હોય. આલિમ હોય અથવા જાહિલ હોય. મતલબ કે કોઈ કેવી પણ હાલતમાં હોય, મોત કોઇનો ખ્યાલ કરતી નથી. સૌના માટે બરાબર છે. દરેક ટાઈમે આવવા તૈયાર છે.

રેહના નહીં કિસીકો ચલના હય સબકો આખિર
દોચાર દિનકે ખાતિર યહાં ઘર હુવા તો કયા હુવા

જે મહેલોમાં ઘણા આરામથી રહે છે. લાંબા થઈને સુએ છે. તે મરીને દુખની જગ્યાએ પછી જીગરનું ખૂન પીએ છે. અને

ખુબ રોવે છે. અફસોસ કરીને અ ગુઠા ચાટે છે અને આંગળીયો ખાઈ જાય છે.

આહ ! જે હમણાં દોસ્તો તેમ યારો સાથે હંસી રહ્યા હતા. આંખ બંધ થઈ ગઈ તો શું જુએ છે કે કબરમાં પડેલા છે. સાંપ તેમ વીંછુ તેમને ડસી રહ્યા છે. ખુદાની શાન છે કે જમાનાની હાલત અજીબ કુદરતનો તમાશો બતાવે છે કે એક જ શહેર અને એક જ જગ્યા છે. કે ક્યાં તો ગુલાબના ફુલો છે. અને ક્યાં તો બાવળના કાંટા છે. અને ક્યાં તો શાદીનો વલીમો છે ક્યાં તો મૌતના ફુલો છે. ક્યાં તો કોઈ ઘણા આનંદથી શાદી કરીને નવી. દુલ્હનને (વહુને) ઢોલ વાજા સાથે પોતાના ઘરે લઈ જઈ રહ્યો છે. અને ક્યાં તો કોઈ પોતાની નવજવાન ખુબસુરત દુલ્હનને જેને પરણ્યે એકજ દિવસ થયો હોય તેને જનાઝાના ખાટલામાં મુકીને કબરસ્તાન તરફ લઈ જઈ રહ્યો છે. સંજોગ વસાત બજાર વચ્ચે મૈયતની બારાત અને શાદીની બરાતનો મિલાપ થયો.

વાહ ! મૌલા તારી શાન કે એક તરફ ખુશી અને બીજી તરફ ગમ. એક તરફ ખાના આબાદી અને બીજી તરફ બરબાદી. એક તરફ ડોલીમાં તેની નાની બહેનો તેમ સહેલીયો પાન ખાઈ રહી છે અને ખુશીયો મનાવી રહી છે બીજી તરફ જનાઝાના ખાટલાના પાવાને નાના ભાઇ બહેનો પકડીને રોતા રોતા જઈ રહ્યા છે.

કોઇ પોતાના બેટાની ખુશીમાં અકીકો કરવા માટે બકરા લઈને જઈ રહ્યો છે. કોઇ પોતાના ખુબસુરત ચાંદ જેવા બેટાનો જનાઝો લઇ જઈ રહ્યો છે. અકીકાવાળો બકરાનો ગોસ્ત પોતાના સગાંવહલાંને ખવડાવશે. અને બીજો પોતાના કલેજાનાં ટુકડાને કબરની માટી પર સુવાડીને તેના ગોરા ગોરા બદનના ગોસ્તને

કબરના કીડાને ખવડાવશે. કોઈ પોતાના જમાઈ માટે શાલ ખરીદવા જઈ રહ્યો છે. અને કોઇ પોતાના બનેવી માટે બજારથી કફનનું કપરું લેવા જઈ રહ્યો છે. કોઈને ચૌકી પર બેસાડીને શાદી માટે પીઠી ચોળવામાં આવી રહી છે. અને કોઈને ગુસલના પાટીયા ઉપર સુવાડીને તેના બદનને ધોવામાં આવે છે કોઇની શાદીમાં અત્તર લગાવવામાં આવી રહ્યું છે. અને કોઈના ગુસલમાં કાફૂર (કપુર, અસબોઇ) મેળવવામાં આવે છે. કોઇ મખમલના બિસ્તર પર સુએ છે. કોઈ કબરની માટી ઉપર પડયો પડયો રુવે છે કોઇના મહેલમાં હજાર બત્તીયો (દીવા) સળગાવવામા આવે પણ સરકાર (સલ.) અંધારા ઘરમાં વફાત પામે.

## હઝરત ફાતેમા (રદી.) નો જનાઝો

હઝરત ફાતેમા (રદી.)ના મૃત્યુ પછી જયારે રાતના સમયે તેમનો જનાઝો કબરમાં ઉતાર્યો. તો અબુઝર ગિફારી (રદી.) એ પોતાના ગમ ના જોશથી કબર ને કહ્યું કે અય કબર !

તને કશી ખબર પણ છે કે અમે કોનો જનાઝો લઈને આવ્યા છીએ ? આ રસૂલુલ્લાહ (સલ.) ની બેટી છે. અને હઝરત અલી (રદી.) ની બીબી છે. અને હઝરત ઈમાન હસન, હુસૈન (રદી.) ની માં, છે. આ ફાતેમા ઝોહરા (રદી.) છે. જન્નતની બીબીયોની સરદાર છે.

કબરમાંથી આવાઝ આવી કે અય અબુઝર (રદી) ! કબર રિસ્તેદારી તેમ સગાં સંબંધ બયાન કરવાની જગ્યા નથી. અહીયાં તો ફક્ત નેક અમલો ચાલશે. અહીયાં તો તે જ આરામમાં રહેશે. જેને નેક અમલો કર્યાં હશે. જે સાચા દિલથી ખુદા અને તેનાં રસુલ (સલ.) ના ફરમાબરદાર હશે.

જનાબે રસૂલુલ્લાહ (સલ.) એ હઝરત ફાતેમા (રદી.) થી ફરમાવ્યું કે અય મારી પ્યારી બેટી ! તુ પોતે નેક અમલો કર. અને કદી એ ખ્યાલમાં નહીં રહેજે કે હું મોહંમદ (સલ.) ની બેટી છું. મને માફ કરી દેવામાં આવશે.

મારા ભાઈયો ! કેટલી વિચારવા લાયક વાત છે કે જે લોકો એમ સમજે છે કે અમે તો ફલાણા પીર સાહેબ અથવા ફલાણા મૌલવી સાહેબનું પલ્લુ પકડીને જન્નતમાં જતા રહીશું તે લોકો કેટલો પોતાની ઝાતને ધોકામાં નાંખી રહ્યા છે. અને પોતાના નફસ અને શૈતાનના કહેવા પ્રમાણે પોતાની જીંદગી બરબાદ કરે છે. જ્યારે હુઝુર (સલ.) એ પોતાની બેટીના વિષે આમ ફરમાવ્યું તો પછી બીજાઓનું શું ઠેકાણું ? એટલા માટે દોસ્તો ? દુનિયાના ધોકામાં આવીને ખુદાની યાદથી ગાફિલ થાઓ નહીં. અને પોતાની હાલત હજુ પણ ઠીક કરીલો હજુ ટાઈમ છે.

## મૌત આવવી જરૂરી છે

દોસ્તો ! તમોએ કદી એકાંતમાં બેસીને આ વિચાર કર્યો છે કે અમે જેવા આ ફના થવા વાળી દુનિયામાં છીએ તેમ અમારા પહેલાં કેવા કેવા અને કેટલા લોકો આવીને જતા રહ્યા. અને આ ફાની દુનિયાનો સિલસિલો ન માલુમ કયાં સુધી ચાલતો રહેશે. અને એવી રીતે ન માલુમ અમારુ પત્તું કપાઈ જાય અને કબરમાં ઠેકાણું થઈ જાય અગર ખુદાનો હુકમ હાલમાં બેઠાં બેઠાં આવી જાય તો અમારે આ જ ટાઈમે ચાલવું પડશે. તે પછી માણસ હજાર કોશિશ કરે પણ મૌત કોઈની સાંભળતી નથી. અને આ પણ વાત છે કે મૌત બોલાવવાથી આવતી નથી. પરંતુ બોલાવ્યા વગર આવે છે. અને જ્યારે આવે છે. તો માણસને લીધા વગર જતી નથી અને ન ઢીલ મુકે છે.

આહ ! આ માણસ કેટલો લાચાર છે.

જીંદગી અને મૌતમાં ફસાયેલો અને એક ઘડી પણ પોતાની જીંદગીનો ભરોસો ન રાખવા વાળો આ માણસ છે પણ આવી લાચાર હાલત હોવા છતાં તેની હાલત એ છે કે વર્ષોનો સામાન ભેગો કરી રહ્યો છે. દુનિયાના કામોમાં એટલો લાગેલો છે કે પોતાના પૈદા કરવાવાળા ખુદાને તેમ પોતાની મૌત અને કબરને કદી ભુલેથી પણ યાદ નથી કરતો. લાલચ એટલી છે કે અગર કારૂનનો ખજાનો પણ મળી જાય તો તેના પર પણ સબર ન કરે. પરંતુ વધારે માલ ભેગો કરવાની લાલચ વધે છે. અને જેમ જેમ આ કબરના નજીક થાય છે. તેમ તેની લાલચ જવાન થાય છે.

આટલું પણ વિચારવા માટે તૈયાર નથી કે અમે થોડીક મુદ્દતની જીંદગી માટે આટલી બધી મહેનત, અને જાત જાતની હેરાફેરી, જુઠ બોલ, કમ તોલ, તેમ બીજાને ઠગવું અને પોતાના પર જુલ્મ કરીને માલ એકઠો કરી રહ્યો છે. આ અમારે શું કામમાં આવશે? શું આ અમારા સાથે આવશે? જેના પાછળ અમે દીન ખોઈ બેઠા. અને પોતાની આખેરત બગાડી. તો આવી દુનિયા અને માલથી શું ફાયદો? તેનાથી સારૂં તો એ છે કે અમે આ થોડીક મુદ્દતની જીંદગીમાં પોતાના પૈદા કરવાવાળા ખુદાને યાદ કરીયે અને આટલી મહેનત પોતાની આખેરત અને કબરના માટે કરીયે. તેને કદી ન ભુલીયે. અને જે માલ ભેગો કર્યો છે તેનાથી ગરીબો ની મદદ કરીયે. અને તેને સારા રસ્તામાં ખર્ચ કરીયે. કેમકે તેનાથી આખેરત સુધરી જાય. અને ત્યાં અમારા માટે કામ આવે. આ માલ અમારા માટે કબરમાં કામ નહિ આવે. અમારા આ બદનને જેને હલાલ, હરામ ખવડાવીને ખુબ મોટું તાજું કર્યું છે તેને કબરના કીડા ખાઈ જશે. એટલા માટે મારા દોસ્તો બેહતર આ છે કે

તમો એવા કામ કરીને જાઓ કે કાલે તમારે કામ આવી શકે. અને મરવા પછી પણ લોકો તમોને સારા રીતે યાદ કરે. નહિતો યાદ રાખો કે આ માલ, દવલત તેમ સગાં વહાલાં અને મા-બાપ, ભાઈ-બ્હેન, બેટા-બેટી. જેટલા પણ આ દુનિયાની જીંદગીના સાથી છે તે મૃત્યુ પછી કોઈ કામ આવશે નહિ. ખુદાપાકનો ફરમાન છે કે જે દિવસે ન માલ કામ આવશે અને ન બેટા, જે માણસ ખુદા તઆલા પાસે દિલ લઈને આવશે તેને ચૈન મળશે.

ફક્ત તમારા તે જ નેક અમલો જે તમે દુનિયાની આ જીંદગી માં કર્યા હશે તે તમારા માટે કામ આવશે.

કિસીકે સાથ જાતા નહીં હય માલ વ ઝર
ઔર કામ આતે નહીં પિદર વ પિસર

આખિર કો એક દિન યે સબ મર જાએંગે
મર કર ઈસ દુનિયામેં ફિર નહીં આએંગે

માલ વ ઔલાદ કે પ્યાર કા છોળ જાએંગે
રિશ્તેદારોંકી ઉલ્ફત કો તોળ જાએંગે.
અકેલે કો કબરમેં દબાકર સબ આ જાએંગે
ખ્વેશ વ કબીલા મલ મલકે હાથ સબ રેહ જાએંગે
અબ તો ઘબરા કર યે કેહતે હંય કે મર જાએંગે
મર કે ભી ચૈન ન પાયા તો કિધર જાએંગે.

અગર તમારી પાસે માલ, દવલત, જમીન, મકાન, દુકાન પણ નથી તો તમે તેના પર પણ ખુદાનો શુક્રિયા અદા કરો કે કાલે કિયામતના દિવસે હિસાબ આપવામાં તમોને આસાના થશે. ત્યાં નેક

અમલો સિવાય કોઈ સાથી ન હશે. દરેકને પોત પોતાની પડી હશે. કે એવી મુસીબતનો ટાઈમ હશે. ખુદા તે દિવસે અમારા ઉપર રહમ ફરમાવે. (આમીન)

એટલા માટે હોશિયાર થઈ જાઓ. દુનિયાની ચમક દમક થોડા દિવસની છે. અને આખેરતનું સફર નજીક છે. ત્યાંના માટે નેકીઓ ભેગી કરીલો. ખુદા અને તેના રસૂલના હુકમોની તાબેદારી કરો. પોતાના બુરા અમલોથી તૌબા કરો. હાલની જીંદગીને ગનીમત સમજો. નહિતો ત્યાં ગયા પછી અફસોસ કરતા રહેશો

માણસની જીંદગા શું છે? તેની મિસાલ એવી છે કે એક ઝાડ નું પાંદડું છે. ન માલુમ કયારે તેઝ હવા અને આંધી આવી જાય અને તેને ઉડાવીને લઈ જાય. બસ આ મૌતનો પયગામ (સંદેશા) છે. જે અમોને ઉડાવીને લઈ જશે. કે સૌ જોતા જ રહેશે. અને પછી ત્યાં ખુદાના કરમ વગર બીજા કોઈનો સહારો ન હશે. !!!

## જીંદગી શું છે.?

દુનિયામાં અય દુનિયાવાળો શું ફુલેલા ફરો છો. એક દિવસે કફન પહેરશો.

કયા ભરોસા હય ઝિન્દગાની કા  
આદમી બુલબુલા હય પાની કા.

દોસ્તો ! આ જીંદગીનો કોઈ ભરોસો નથી. હાલે એક માણસ છે. અને થોડીક મુદ્દત પછી ખબર મળી કે નથી. આ પાંદડાની અણી ઉપર રુકેલા પાણીનું એક ટીપું છે. જેનું કંઈ ઠેકાણું નથી. એ માટે માણસ પોતાની જીંદગીને હંમેશની જીંદગી ન સમજે.

ક્યારે તેને બોલાવી લેવામાં આવે. અને તેને ખબર પણ ન હોય.

" ઝરા ખ્વાબે ગફલત સે હોશિયાર હો
ન ગાફિલ હો ઈતના, ખબરદાર હો.

એટલા માટે ભાઈ હાલમાં ટાઈમ છે. હું તને વારંવાર નસીહત અને ભલામણ કરૂં છું. આ બધું લખવામાં આવી રહ્યું છે તે બધું તારીજ ભલાઈ માટે છે કબર તેમ મૌતની સખ્તી. કબરની તંગી પુલસિરાત પર આસાની, અને દોઝખના અઝાબથી છુટકારો, જન્નતમાં દાખલો જે હંમેશા હંમેશા માટે, આરામની જગ્યા છે. અને ખુદાને મળવા તેમ તેને રાજી કરવા માટે કહેવામાં આવી રહ્યું છે. અને એ માટે આ લખવામાં અને કહેવામાં નથી આવ્યું કે તેનાથી પોતાની શોહરત (ખ્યાતિ) મકસદ હોય તે નથી. ખુદા પાક એવી બુરી નિયતથી અને દુનિયાની માલદારીથી હિફાઝત ફરમાવે. અને તેના ફિત્નાથી બચાવે. (આમીન)

મારી આ નસીહતના પઢવા, સાંભળવા પછી તું પોતાને અને પોતાના અમલોને ઠીક કરી લે. જે પણ તારે કરવાનું છે તે હાલમાં જ કરી લે. તેમાં તારી ભલાઈ છે હાલમાં તારા પાસે ટાઈમ છે. હાલમાં તું તંદુરસ્ત છે. હાલમાં તુ જવાન છે. હાલમાં તુ જીવતો છે હાલમાં તારા હાથ પગો, અને દિલ દિમાગ તેમ બધા અંગો ઠીક છે. તેની તાકત ખતમ થવા પછી અને ઘડપણ આવી જવા પછી તારાથી કશું નહીં થશે. ઘડપણ અને બીમારીમાં કશું નહીં થશે. મૌત પછી અફસોસ અને વાવેલા સિવાય કશું જ હાથમાં ન આવશે. હુઝૂર (સલ.) એ ફરમાવ્યું કે દુનિયા આખેરતની ખેતી છે કોઈ દુનિયામાં જેવું વાવેતર કરશે તેવું આખેરતમાં કાપણી કરશે.

યાદ રાખ : ઘડપણુ તારા ઉપર હવે નજીક આવી રહ્યું છે. તે વખતે હરવું ફરવું પણ તારા માટે મુશ્કેલ થઈ જશે. અને ઘરવાળા પણ તારા થી નફરત કરવા લાગશે. તારૂં આ બદન હારી જશે. તારી તાકત ખતમ થઈ જશે. અને ખુબસુરતી જતી રહેશે, મતલબ કે તારી કાંઈ ઈઝઝત ન રહેશે.

"તુઝે પેહલે બચપનને બરસોં ખિલાયા
જવાની ને ફિર તુજકો મજનૂં બનાયા
બુઢાપેને ફિર આકે કયા કયા સતાયા
અજલ તેરા કર દેગી બિલકુલ સફાયા

અરે. શું તું ભાળતો નથી કે જ્યારે ગધેડા ઘરડા થઈ જાય છે અને વજન ઉપાડવાના લાયક રહેતો નથી તો તેને ઘરના બહાર જંગલ તરફ કાઢી મુકવામાં આવે છે. પછી તેની કોઈ ઈઝઝત કે કીંમત રહેતી નથી.

તો તારી પણ આ પ્રમાણે જ હાલત થવાની છે. તારી આ હાલત તારા ઘરવાળા, બેટા જ કરશે. જેમના પાછળ તેં પોતાની જીંદગી બગાડી ગુનાહોંના પોટલા માથા ઉપર મુકયા. જેમને પોતાનું ખૂન પરસેવો કાઢીને રૂપિયા કમાવીને તે રૂપિયા ખર્ચ કરીને બી. એ. એમ. એ. ની ડીગ્રીયો પ્રાપ્ત કરાવી અને દીનનું ઈલ્મ પ્રાપ્ત કરાવવું તારા માટે શરમ હતું અને એમ સમજતો હતો કે દીન શીખવું એ તો ટાઈમ બરબાદ કરવો છે. અને ખુદાનાં રસ્તામાં આપવા માટે તારા પાસે એક પૈસો પણ નહતો પણ છોકરાની ડીગ્રીયો મેળવવા માટે તેમ તેની શાદી (વિવાહ) માં ઢોલ નગારા નાચ ગાણુા માટે તેમ બીજા રિવાજો પુરા કરવા માટે પૈસા ખર્ચ કરી દીધા.

અરે મોહંમદ (સલ.), ના દીનને ખોવાવાળા ! અને ઝલીલ સમજવાવાળા ! કબરમાં તો અલગ વાત રહી પરંતુ દુનિયામાં

ભોગવવું પડશે. અને મરતા જ તેમ કબરમાં પહોંચતાં જ ખબર પડી જશે કે હું દુનિયાની જીંદગીમાં શું કમાવીને આવ્યો ! અને શું ખોઈને આવ્યો ! પોતાની આંખોથી જોઈ લેશે ખુદાતઆલાનો ફરમાન છે. અર્થાતઃ– અય ગફલતમાં ભરેલા ખબરદાર થઈ જા ! ઉઠ, જાગી જા અને ખુદાથી દિલ લગાવી લે. તેની ઈબાદત કર. તેના હુકમોનું પાલન કર. મોહંમદ (સલ) ની શરીઅતનો પાબંદ બની જા. પોતાના માલ અને આ કીંમતી જીંદગીની પુંજીથી આખેરતનો સામાન ખરીદી લે. જે કાલે મરી ગયા પછી કામ આવી શકે. અને તને કબરમાં સુખ તેમ ચૈન મળે. અને ખુદા તારાથી રાજી થઈ જાય !!

## નઝમ

"બંદગી હક કી કરો દિન રાત નફ્અ ઝિન્દગી
બંદગી હય. બંદગી હય, બંદગી હય બંદગી
આજ કુછ કરલો ઇબાદત વરના કલ રોઝે કિયામ
સામને હક કે તુમ્હેં હોગી ખિજાલત લા કલામ
પુરસિશે અઅમાલ ખાલિક જીસ ઘડી ફરમાએગા
મુલ્કો દવલત, જાહો હશ્મત કુછ ન કામ આએગા
બાપ, ભાઇ, માં, બહેન, ફરઝંદ વ ઝન ઔર યારે ગાર
આશિકો મઅશૂક નૌકર બંદએ ખિદમતં ગુઝાર
કામ આયેગા નહીં હર એક જુદા હો જાયેગા
બલ્કે એક એક ઉઝવ દુશ્મન જાનકા હો જાએગા
તૌબા ગુનાહોંસે કરો હર વક્ત પેહલે મૌત હય
વરના પેશ આવે ખરાબી, સખ્ત પીછે મૌત કે
મંઝીલે મકસુદ પર કિસ તરહ હમ પહોંચેંગે આહ
હદ સે ઝિયાદા અપને સર પર હો ગયા બારે ગુનાહ

ઔર હઝારોં સાલકી રાહ પુલસિરાતે પુર ખતર
બાલસે બારીક હય વોહ, તલવાર સે હય તેઝ તર
હો સકેં જો કામ અચ્છે આજ કરલો મોઅમિનીન
કલ નીકલના ગોરસે હાથોં કા મુમકિન હય નહીં
તંદુરસ્તી હય બળી શય ઉસકો નેઅમત જાનિયે
ઝિન્દગી ભર ફિર ઈબાદત હય ગનીમત જાનિયે
કર જવાનીમેં ઇબાદત કાહિલી અચ્છી નહીં
જબ બુઢાપા આ ગયા કુછ બાત બન પળતી નહીં
હાથ પાંઉં મેં ફિર યે ઝોર ઔર કુવ્વત કહાં
ઝુબાં મેં યે બાત ઔર આંખોંમેં યે તાકત કહાં
હય બુઢાપા ભી ગનીમત, ગર જવાની હો ચુકી
યે બુઢાપા ભી ન હોગા મૌત જીસ દમ આ ગઇ
જો ગયા મુલ્કે અદમ કો, યહાં નહીં આયેગા ફિર
પંજ રોઝા જીંદગી કોઇ નહીં પાયેગા ફિર
હય યહાં જીનકા તકબ્બુર સે દિમાગ અફલાક પર
કબરમેં સોના પળેગા ઉનકો ફર્શે ખાક પર
તોબા ઈસ્તિગફાર ગુનાહોંસે કરો ડરતે રહો,
અહકામે ઈલાહી હક તઆલા કે અદા કરતે રહો.

## મૌત દરેક જગ્યાએ દરેક હાલતમાં આવવાની છે.

તેનાથી બચાને કોઈ નાસી શકતો નથી. મૌતને આવવા માટે લોઢા નો મઝબુત દરવાજો પણ રોકી શકતો નથી. અથવા મઝબુત થી મઝબુત કિલ્લો પણ તેને બચાવી શકતો નથી. મોટું લશ્કર પણ તેને પોતાની પનાહમાં રાખી શકતું નથી. અને ન માલ,

દવલત તેમ બાલ બચ્ચાં તેમ દોસ્તો તમ સગાંવહાલાં પણ તેને કશો લાભ પહોંચાડી શકે છે. અને ન ડોકટરો તેમ વૈદોના ઈલાજ પણ કોઈ કામ આવી શકે છે.

પરંતુ ખુદા પાકનો ફરમાન છે અર્થાત;–
તમે જ્યાં પણ ચાહો રહો મૌત તમોને ત્યાં જ આવીને પકડશે. ભલે પછી કોઈ મઝબુત કિલ્લામાં રહો ત્યાં પણ મૌત જરૂર આવશે.

બીજી જગ્યાએ ખુદાનો ફરમાન છે અર્થાત:– અય નબી (સલ.) તમે લોકોને કહી દો કે અગર તમે મરવા અથવા મરી જવાથી નાસી જશો તો તમારું નાસી જવું તમોને બિલકુલ ફાયદો આપશે નહીં. અને તીસરી જગ્યાએ ખુદા પાકે ફરમાવ્યું કે અર્થાત:– તમો કહી દો કે મૌત જેનાથી તમો નફરત કરો છો તે (મૌત) તમારી સમક્ષ આવીને રહેશે. પછી જે પણ તમે કર્યું છે તે બધું તમોને બતાવી દેશે.

## મૌતને યાદ રાખવી

ઉપરોક્ત આયતોથી સાબિત થયું કે મૌત જરૂર આવશે. કોઈ હાલતમાં પણ પાછી ફરવા વાળી નથી. તો માણસને જોઈએ કે જીંદગીમાં હંમેશા તેને યાદ રાખે. અને તેના માટે તૈયારી કરતો રહે. કેમકે તેને યાદ કરવું તેમ યાદ રાખવું પણ દુનિયાની ચાહતોમાં કમી પૈદા કરે છે એ માટે હુઝુર (સલ.) નો ઈરશાદ છે કે લઝ્ઝતોને તોડવા વાળી ચીઝ (મૌત) ને વધુ પ્રમાણ માં યાદ કરો.

એક હદીસમાં આપ (સલ.) એ ફરમાવ્યું કે અગર જાનવરો ને મૌતના વિષે એટલી ખબર પડી જાય જેટલી કે તમોને ખબર છે તો કદી મોટું તાજું જાનવર તમોને ખાવા માટે ન મળી આવે (મતલબ કે મૌતના ડર થી બધા જાનવરો કમઝોર થઈ જાય.)

હઝરત આઈશા (રદી.) થી રિવાયત છે કે હુઝૂર (સલ.) એ ફરમાવ્યું કે જે માણુસ દિવસ રાત માં વીસ વખત મૌત ને યાદ કરે તો તે માણસને કિયામતના દિવસે શહીદોના સાથે ઉભો કરવામાં આવશે.

બીજી હદીસમાં છે કે જે માણસ પચીસ વખત "અલ્લાહુમ્મ બારિકલી ફીલ મૌતે વ માફી બઅદલ મૌતે" દરરોજ પઢયા કરે તે શહીદો સાથે હશે.

મતલબ કે આ બધી ફઝીલતો નું કારણુ એ જ કે મૌતને વધુ યાદ કરવી આ ધોકા વાળી દુનિયાથી દૂર રહેવું તેમ આખેરતના માટે તૈયાર રહેવા પર ઉભારે છે.

મૌતને ભુલી જવું દુનિયાની લઝઝતોમાં વધારો પૈદા કરે છે.

આપ (સલ.) એક મજલિસ પર થી પસાર થયા જ્યાં લોકો જોર જોરથી હંસી રહ્યાં હતા. તેના પર આપ (સલ.) એ ફરમાવ્યું કે પોતાની મજલિસોમાં (બૈઠકોમાં) લઝઝતોને તેમ ખ્વાહિશોને. તોડવા વાળી અને ખતમ કરવા વાળી ચીઝ (મૌત) ને પણ યાદ કરો.

એક બીજી હદીસમાં છે કે મૌતને વધુ પ્રમાણુમાં યાદ કરવું ગુનાહોને દૂર અને નષ્ટ કરે છે. તેમ દુનિયાથી દુરી પૈદા કરે છે.

એક હદીસમાં આપ (સલ.) એ ફરમાવ્યું કે અગર તમોને માલુમ થઇ જાય કે મરવા પછી તમારા ઉપર શું વીતશે ? તો તમો કદી પેટ ભરીને શૌખથી ન ખાઇ શકો. જે માણસ મૌતને વધુ યાદ કરે છે તેનું દિલ જીવંત રહે છે. અને મૌત તેના પર આસાન થઇ જાય છે. એક સહાબી (રદી.) એ પુછયું કે યા રસૂલુલ્લાહ (સલ.) ! મને મૌત પ્યારી નથી. પરંતુ મૌતથી નફરત છે. તેનો શું ઈલાજ કરું ? આપે (સલ.) ફરમાવ્યું કે શું તમારી પાસે માલ છે ? સહાબી એ કહ્યું કે હાં છે હુઝુર (સલ.) એ ફરમાવ્યું કે તેને પોતાના માટે આખેરતમાં મોકલી દો. માણસનું દિલ તેના માલમાં લાગેલું રહે છે. જ્યારે તેને આગળ મોકલી દે છે તો તેના તરફ જવા માટે દિલ ખેંચાય છે. અને જ્યારે પાછળ છોડે છે તો પોતે પણ તેની પાસે રહેવા માટે દિલ ચાહે છે.

એટલા માટે દોસ્તો ! મૌત આવવા પહેલાં તેમ તે દિવસ આવવા પહેલાં કે જે દિવસે જીભ બોલવાથી આંખો જોવાથી, કાન સાંભળવાથી, હાથ પકડવાંથી બેકાર થઇ જશે. તો જોઇએ કે પોતાની ગલતીયો તેમ બદકૃત્યે ની ખુદા પાક થી માફી માંગીલો કેમકે આ જીંદગીનો કંઇ ભરોસો નથી. એ માટે આજે અમારા પાસે ટાઇમ છે. કે ખુદાની સામે પોતાના બદકૃત્યો પર શરમાવીને રોવીયે. તેની સામે માફી માગી લઇએ. અને પોતાના ગુનાહો માટે તૌબા ઈસ્તિગફાર કરીયે. કેમકે કાલે પછી બોલવાની તાકત રહેશે નહી જયાર સુધી આ બદનના દરેક ઉઝવો અને અંગો પર હુકમ છે ત્યાર સુધી આ બના અંગો તારા ખાદિમ અને ખિદમત કરવા વાળા છે. તારા હુકમના તાબે છે. જીભ બોલે છે. આંખો જુએ છે. કાન સાંભળે છે. હાથ પકડે છે. અને પગ ચાલે છે. ભલે પછી તેમને સીધા રસ્તા પર ચલાવવામાં આવે કે ખોટા રસ્તા પર ચલાવવાર. આવે અને આ તારા સાથે સી. આઈ. ડી. પણ

છે કે કાલે કિયામતના દિવસે તારા બધા કૃત્યો તારા પર જાહેર કરશે.

"નેકી બદી તોલેં વહાં  નામએ અમલ ખોલેં વહાં
જબ હાથ પાંઉ બોલે વહાં  જાતા રહે સારા ભરમ

એટલા માટે તારા માટે જરૂરી છે કે આ બધા તારા તાબેદાર છે. તું તેમનાં થી ખુદાને ખુશ કરવા વાળા કામો લે. અને તેમને બદકૃત્યોથી બચાવ કેમકે કાલે કિયામતના દિવસે તારે શરમાવવું ન પડે અને અફસોસ ન કરવો પડે.

## નઝમ

"આરઝૂ દુનિયા વ દીન કી દિલકી મેં લે જાએગા
બાત કરને કી ભી ફુરસત ફિર નહીં તુ પાએગા

આંખ સે તુ દેખ પઢ લે હો સકે જીતના કુરઆન
હો ન જાએ અંધા કહીં, હુકમે ખુદાસે મહેરબાન

કાનસે સુનલે તુ જીતના હો સકે કુરઆન કિતાબ
હો ન જાએ યક બારગી અય યાર તુ બેહરા શિતાબ

કર ઝબાનસે રોઝો શબ તુ, ઝિક્રે મૌલા અય મીયાં
હો ન જાએ ગુંગા કહીં, યક બારગી અય મહેરબાન

ચલ સકે પાઉંસે જીતના, જા ખુદાકી રાહ મેં
નફલ પઢ લે હો ન જાએ, દર્દ તેરે પાઉં મેં

જો કે દુનિયા હે કિસીકો દે લે અપને હાથ સે
કાથસે દેના બળી નેઅમત હય ઉસકો તુ જાન લે

કર જવાની મેં ઈબાદત હક તઆલા કી મુદામ
હાર જાએગા બુઢાપે મેં, બદન તેરા તમામ

તો હવે આ કિતાબને પઢવા, સાંભળવાવાળા, હજુ પણ જાગ્રુત થઈ જાઓ, અફસોસ છે આ વાત ઉપર કે હજુ સુધી તને કબરની કાંઈ ફિકર નથી.

ખુદા તઆલાના દરબારમાં રોઈ રોઈને પોતાની નાફરમાનીયોને માફ કરાવી લે. અપને આ કીંમતી જીંદગીને એમ જ આ દુનિયાના બેકાર ધંધામાં બરબાદ ન કર. આવા ટાઈમની તંદુરસ્તીને, ફુરસદને, નવરાશને, મોહલતને, જવાનીને, તેમ બાકી રહેલી જીંદગીને ગનીમત સમજી લે. અને આખેરતમાં કામ આવવાવાળા ખર્ચને ભેગો કરી લે. નહિતો પછી આવો ટાઈમ ફરી મળશે નહીં. હંમેશા બાકી રહેવાવાળી ચીઝ (આખેરત) ને છોડીને ખતમ થવાવાળી (દુનિયા) ને હાસિલ કરવામાં પોતાની કીંમતી ઉંમર બરબાદ ન કર. અને રાખ કે જે લોકો દુનિયા ભેગી કરવામાં લાગેલા રહે છે અને દીનને ભુલી જાય છે તેના બદલામાં કિયામતના દિવસે એટલી જ ઝિલ્લત, તકલીફ ઉપાડશે.

## કિસ્સાઓ

હઝરત શફીક બલખી (રહ.) ફરમાવે છે કે ખુદા તઆલા ફરમાવે છે કે લોકો ચાર વાતોમાં મારા પ્રમાણે માને છે. પણ અમલમાં તેના વિરૂદ્ધ કરે છે. (૧) નહનો ઉબૈદુલ્લાહ એટલે કે અમે ખુદાના બંદા છીએ. પરંતુ આઝાદીના અમલો કરીયે છીએ.

(૨) લોકો કહે છે કે ખુદા તઆલા અમારી રોઝીનો ઝિમ્મેદાર છે પરંતુ દુનિયાની ચીઝો વગર તેમના દિલોને શાન્તિ થતી નથી. (૩) લોકો કહે છે કે દુનિયાથી આખેરત સારી છે પણ દુનિયા માટે માલ સામાન એકઠો કરે છે અને આખેરત માટે ગુનાહો ભેગા કરે છે. (૪) લોકો કહે છે કે એક દિવસે જરૂર અમોને મોત આવશે. પણ અમલો એવા કરે છે કે મરવું જ નથી.

હઝરત ઈસા (અલ.) જે વખતે મૌતને યાદ કરતા હતા તો તેમના બદનમાંથી લોહીના ટીપા પડતા હતા.

હઝરત કઅબ (રદી.) ફરમાવતા હતા કે જે માણસ મૌતને ઓળખી લે. તો તેના પર દુનિયાની બધી મુસીબતો આસાન છે.

હઝરત દાઉદ (અલ.) જયારે મૌતને યાદ કરતા હતા તો આપના બદનના ટુકડા ટુકડા થઈ જતા હતા અને જયારે ખુદાની રહમતને યાદ કરતા હતા તો ફરીથી આપના બદનમાં જીવ આવી જતો હતો.

હદીસમાં છે કે જયારે રાતના સમયના બે ભાગો વીતી જતા તો નબી (સલ.) ફરમાવતા હતા કે અય લોકો! અલ્લાહને યાદ કરો. થોડીક મુદ્દતમાં કિયામતનો ધરતીકંપ તે પછી સૂર ફુંકવાનો સમય નજીક આવી રહ્યો છે. અને દરેક માણસની મૌત પોતાની સખ્તીયો સાથે આવી રહી છે.

હઝરત ઉમર ઇબ્ને અ. અઝીઝ (રદી) દરરોજ ઉલમાઓને બોલાવતા અને ઉલમાઓ પછી મોતને, કિયામતને તેમ આખેરતને યાદ કરતા. અને એ પ્રમાણે રોતા હતા કે જેવી રીતે જનાઝો સામે મુકેલો હોય.

ઈબ્રાહીમ તયમી (રહ.) કહે છે કે બે વસ્તુએ મારાથી દુનિયાની દરેક ચીઝને અલગ કરી દીધો. એક મૌતે. બીજી કિયાતમાં ખુદા તઆલાના દરબારમાં ઉભા થવાની ફિકરે

અશઅત (રહ.) કહે છે કે જયારે પણ અમે હઝરત હસન બસરી (રહ.) ની સેવામાં હાજર થતા તો દોઝખ અને આખેરતનું વર્ણન અચુક થતું.

એક બુઝુર્ગ હતા. તેમણે પોતાના ઘરમાં એક કબર ખોદી હતી. દરરોજ ઘણી વખતે તેમાં સૂઈ જતા અને કહેતા કે એક ઘડી (સેકન્ડ) પણ હું મૌતને ભુલી જઉં તો મારું દિલ કાળુ પડી જાય.

ઉલમાઓ ફરમાવે છે કે જયારે દિલ સખ્ત થઈ જાય તો તમો પોતાના ઉપર ચાર ચીઝોને જરૂરી સમજો.

(૧) હક માનવાવાળા તેમ નેક આલિમો પાસે ઉઠબેઠ.

(૨) થોડો ઘણો પોતાની ઝાતનો હિસાબ

(૩) કબરોની ઝિયારત,

(૪) મૌતની યાદ.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદી.)થી રિવાયત છે કે હુઝુર (સલ.) એ મારા ખભાને પકડીને ફરમાવ્યું કે તું દુનિયામાં એવી રીતે જીંદગી ગુઝાર કે જેવી રીતે મુસાફર હોય છે. કે મુસાફિર રસ્તા માં ચાલતો ચાલતો કોઈ જગ્યાએ વધારે મુદ્દત ઠેરતો નથી. અને હરઘડી પોતાના વતનને યાદ કરીને સફરના ખર્ચની ફિકર રાખે છે તો એવી રીતે મુસલમાનને પણ આ દુનિયાને ખતમ થવાવાળી સમ-

જીને પોતાના અસલી વતનને ભુલવું ન જોઈએ. હરઘડી ત્યાં માટે નો સામાન એકઠો કરતો રહે. અને પોતાને કબરના મુરદાઓમાં ગણતો રહે.

એટલે કે મૌતને ભુલી જવું ઘણી મોટી પરેશાની તેમ મુસીબતનું કારણ છે. અને જેને મૌત યાદ હોય તેને કોઈ જાતની ચીંતા રહેતી નથી. એ માટે સવાર થાય તો સાંજની રાહ જોવી ન જોઈએ. અને જયારે સાંજ પડે તો સવારની ઉમ્મીદ ન રાખવી જોઈએ. તેમ તંદુરૂસ્તીની હાલતમાં બીમારી પહેલાં, જે અમલો કરવાના છે તે કરી લેવા જોઈએ.

તંદરૂસ્તીને ગનીમત સમજ, કે બીમારીમાં પછી તારાથી કશું ન બની શકે. પોતાની આ જીંદગીમાં મૌતના સામાનની તૈયારી કરી લે, અને આવવાવાળા ટાઈમ માટે આખેરતનો સામાન ભેગો કરી લે !!!

## મૌતને યાદ કરવાનો તરીકો

મૌતને યાદ કરવાનો તરીકો આ છે કે પોતાના જે સાથીદારો પહેલાં મૃત્યુ પામી ગયા છે તેમના મૃત્યુથી નસીહત લેવામાં આવે અને તેમને યાદ કરીને વિચાર કરે કે હવે માટીએ તેમની ખુબસુરતીને માટીમાં કેવા મેળવી દીધા. તેમના અવયવો (અંગો) કબરમાં જુદા જૂદા થઈ ગયા હશે. કેવી લાચારીની હાલતમાં પોતાની પત્નીઓ બેવાહ અને બચ્ચાઓને યતીમ છોડી ગયા. તેમનો માલ, સામાન ખતમ થઈ ગયો. તેમનું નામ નિશાન પણ બાકી ન રહ્યું. તેમનો ઠાઠ ખતમ થઈ ગયો. હાય હવે કબનું અંધારું અને ફકત માટી છે.

મતલબ કે આ રીતે એક એક માણસ વિષે અલગ અલગ કરી ને વિચારે કે આવી જ હાલત એક દિવસ મારી પણ થશે.

તેઓની સુરતનો ખ્યાલ કરીને તેમનાં ખુશી, તેમનો આરામ, તેમનો ઠાઠબાઠ, તેમની જીંદગીનો શણગાર, તેમ માલ કમાવવા અને ખાવા માટે ભાગદોડ, દરેક વખતે પૈસા ભેગા કરવાની ફિકર માં રહેવું અને મૌતને ભુલી જવું. આ બધી ચીઝોને યાદ કરે. અને ખ્યાલ કરે કે તેઓ કેવા હરતા ફરતા હતા. હવે તેમના હાથ પગોના બધા ભાગો તૂટી ગયા હશે. અને તેઓ કેવા બોલતા અને હસતા હતા. કેવા પાન ખાતા હતા. કેવા સીગારેટ પીતા હતા. હવે કીડાએ તેમની જીભને અને માટીએ તેમના મોતી જેવા દાંતોને ચાટી લીધા હશે. હાય તે લોકો પોતાના માટે એવી તદબીરો કાઢતા હતા કે સો ૧૦૦ વર્ષ સુધી તેની જરૂરત ન પડે. હાલાંકે તેમની મૌત નજીક હતી. હાય તેમને આ ખબર ન હતી કે અમારી સાથે કાલે શું મામલો થવાનો છે. મૌત એવા ટાઈમે આવી કે તેમને આ ખ્યાલ પણ ન હતો કે અમારી આ ઉમ્મીદો અને દિલના અરમાનો પુરા ન થશે. મતલબ કે જયારે આ ખ્યાલ કરી ચુકે તે પછી પોતાના પર વિચાર કરે કે આ હાલત થવાની છે.

તો આ પ્રમાણે મૌતને યાદ કરવું અને કબ્રસ્તાન જવું. તેમ બીમારો પાસે જવું, તેમ જનાઝા સાથે જવું, મૌતને દિલમાં તાજું કરે છે. અને ગુનાહોથી બચાવે છે.

મૌત ઈન્સાન કો અગર દુનિયામેં યાદ રહે
હર રંજો ગમસે હર વક્ત વોહ આઝાદ રહે

હઝરત અબુ હુરયરહ (રદી.) ફરમાવે છે કે ત્રણ જાતના માણસોની હાલત પર મને તઅજજુબ (આશ્ચર્ય) થાય છે.

(૧) તે માણસ જે દુનિયાની મોહબ્બતમાં પાગલ બનેલો રહે છે. અને દીનના સર્વ કામોને ભુલી જાય છે. હાલાંકે ખબર છે કે મારે એક દિવસ મરવાનું છે એક દિવસે મૌત જરૂર આવશે. અને આ બધું ખતમ થઈ જશે.

(૨) બીજો તે માણસ જે એટલો આળસુ બની ગયો છે કે કદી વિચારતો જ નથી. જે તેના મનમાં આવે છે તે કરે છે. અને જ્યાં ચાહે ત્યાં જાય છે. અને દરેક જાતના બદકૃત્યો કરે છે. કે હાલાંકે તે જાણે છે કે બે ફરિશ્તા કિરામન કાતેબીન બન્ને ખભા ઉપર બેઠેલા છે. નેક અને બુરા કામોને દરેક ટાઇમે લખતા રહે છે. અને દર રોજના અમલો ખુદાના દરબારમાં પેશ કરે છે.

ત્રીજો તે માણસ જે હંમેશા બે-ફીકર રહે છે. ન તેને દુનિયાની ફિકર છે. ન આખેતરની ફિકર છે. જાનવરો પ્રમાણે રાત દિવસ ખાતો પીતો રહે છે. એવા માણસોથી ખુદા તઆલા નારાજ થાય છે જે જાનવરો પ્રમાણે જીંદગી ગુઝારે છે.

"અય બે ખબર હયાત કા કયા એઅતેબાર હય
હર વક્ત મૌત સરપર બશર કે સવાર હય"

યહયા ઈબ્ને મઆઝ (રદી.) ફરમાવે છે કે અકલમંદ માણસ એ છે કે આ ત્રણ કામો કરે.

(૧) પહેલાં દુનિયાને તે છોડી દે તેના પહેલાં કે દુનિયા તેને છોડી દે.

(૨) કબર ની આબાદી નો ઈન્તેઝામ (સગવડ) કરે તે પહેલાં કે કબરમાં જવાનો દિવસ આવી જાય.

(૩) ખુદા તઆલાથી મુલાકાત કરવા પહેલાં ખુદાને રાજી કરી દે !!!

એટલા માટે અય દુનિયાને ચાહવા વાળા ! તું મોતને ભુલી ગયો છે. સાંભળ ! એક દિવસે જરૂર તારે મૌતના મોઢામાં જવાનું છે. એ માટે તું આજે પોતાની જીંદગીમાં પોતાનો ગમ પોતે ખાઈ લે. કેમ કે તને મરવા પછી તારાં સગાંવહાલાં તારો ગમ ખાશે નહીં. પોતાની લાલચના કારણે તારા જ માલમાંથી તારા માટે ખૈરાત પણ નહિ કરે. અને તને સવાબ તેમ ફાતેહા પણ પહોંચાડશે નહિ. એ માટે તું સમજી લે.

અપની જીંદગી કા રાજ હૈ * કરલે જો કરના આજ હૈ
જબ મર ગયા મોહતાજ હૈ * ફિર તુ નહીં મુખ્તાર હૈ

તો અય ભાઈ ! હવે તારા હાથમાં દવલત તેમ નેઅમત છે. તો દિલ ખોલીને ખુદાના રસ્તામાં આપી દે. તેને નેક કામોમાં ખર્ચ કરી દે. કેમ કે હાલમાં આ માલ, દવલત તારા કબ્ઝામાં છે. તારા મૃત્યુ પછી આ માલ, દવલત તારા તાબે રહેશે નહીં. એક બાજુ તારો જીવ નીકળશે અને બીજી તરફ તારો માલ પરાયાનો થઈ જશે અને પછી તને કોઈ જાતની મદદ અથવા મોહલત મળશે નહીં. તો તે દિવસને યાદ કરીને આજે રોઈ લે.

યાદ રાખો કે આ દુનિયાથી તે જ માણસ કામિયાબ થઈને જાય છે. જે પોતાની જીંદગીમાં નેક અમલો કરીને પોતાની કબર અને આખેરતના માટે પોતાના સાથે નેક અમલો લઈ જાય છે. તેના વગર ત્યાં આરામ અને સુખ મળશે નહીં, તો મારા ભાઈયો ! આ દુનિયાની મોહબ્બતને છોડી દઈને, પોતાના દિલને તે તરફથી ખેંચીને ખુદા અને તેના રસૂલ (સલ.) ની મોહબ્બત

દિલમાં પૈદા કરો. અને હરઘડી તેના હુકમોનું પાલન કરો. અને ખુદાને રાજી કરવાની કોશિશ કરો. દિલ પાક તેમ જીવંત થઇ જાય. બદનને શણગારવાથી કશો લાભ થશે નહિ. જેવી રીતે મુરદાને તેની કબર ઉપર નકશ નિગાર તેમ શણગાર કરવાથી કશો ફાયદો થતો નથી. ઘણી શરમ ભરી વાત છે કે લોકોને દેખાડવા માટે પોતાના બદનને પાક સાફ રાખવામાં આવે. પણ અંદર દિલને ખુદાની નિગાહમાં જેની કદર છે તેને ના-પાક રાખવામાં આવે. તેનાથી માલુમ થયું કે તમો મખ્લૂકને ખાલિકથી મોટી સમજો છો. યાદ રાખો કિયામતના દિવસે તે જ દિલને શાન્તિ મળશે જે દિલ ખુદાના દરેક હુકમોને પુરું કરતું હશે. દુનિયાની મોહબ્બતથી હસદ-દુશ્મની બિદઅત, શિર્કથી ખાલી હશે અને રસૂલુલ્લાહ (સ.અ.)ની સુન્નતોનું પાબંદ હશે. !!!

## માણસની છેલ્લી આરામની જગ્યા

અમારે કોઈ ન કોઈ દિવસે કબ્રસ્તાન જવાનું થતું જ રહે છે. અગર પોતાની મૌતને યાદ કરવા અને બુઝુર્ગોના ફાતેહા માટે જવાનું ન હોય. પરંતુ જે દિવસે કોઈ મોટા માણસ મરી જાય છે તે દિવસે તો કબ્રસ્તાન જવું જરૂરી હશે. પોતાનું નામ રાખવા [illegible] પડતું હશે. ત્યાં તમે સવાબ સમજીને ખુદા માટે જતા [illegible] પરંતુ દુનિયાવાળાઓને દેખાડવા માટે જાઓ છો. અગર અમે તેની મૈયતમાં ન ગયા તો તેના રિશ્તેદારો મારી મૈયતમાં નહિ આવે. ખૈર આપ કબ્રસ્તાન જાઓ છો તો અમુક અમુક ગાળીયા પર માટીયના ઢગલા દેખાતા હોય છે. (જેને આપણી ભાષામાં કબર કહેવાય છે.) આ માટીના ઢગલા નથી. પરંતુ અમારા જેવા માણસોની અને અમારા જ ભાઈયોની કબરો છે જે અમારા પહેલાં દુનિયાથી જતા રહ્યા.

આ આરામની જગ્યાઓ જાહેરમાં માટીના ઢગલા દેખાય છે. પણ અંદરમાં તેમની હાલત એક જેવી નથી. જેવી રીતે ગોસ્તમાં તો સૌ માણસોમાં સરખાં હોય છે. પણ ગોસ્ત પોસ્તના તે શકલોમાં કેટલા ગમગીન હોય છે. અને કેટલા ખુશ હોય છે. કેટલા બીમાર અને કેટલા તંદુરસ્ત હોય છે. આવી રીતે આ કબરો જાહેરમાં માટીના ઢગલા દેખાય છે. પણ યાદ રાખો. તેના અંદર અઝાબ જ અઝાબ છે. અને કોઈ તેમાં જન્નતનો બાગ હોય છે અને કોઈ દોઝખનો ખાડો હોય છે. તેમના ઉપર પત્થરોની જાત જાતની નકશીયો. પણ અંદર આગના અંગારા, કબરો ઉપર જાહેરમાં કેટલી શાન્તિ દેખાય છે. પણ અંદર મોટા મોટા ફિત્ના છે !!!

## સાબિત બનાની (રહ.) નો કિસ્સો

સાબિત બનાની (રહ.) એક વખત કોઇ કબ્રસ્તાન પર થી પસાર થઇ રહ્યા હતા. પાછળથી આવાઝ આવી કે અય સાબિત બનાની ! કબરોની જાહેરની શાન્તિ જોઈને ધોકામાં પડશો નહીં. કેમકે તેની અંદર ઘણા લોકો પરેશાન છે. તેમણે (સાબીત) પાછળ વળીને જોયું તો કોઈ નજર આવ્યું નહીં.

મતલબ કે કબર એવા નસીહત કરે છે કે પછી કોઈ તકરીર કરવાવાળાની જરૂરત બાકી રહેતી નથી. કબર દરેક માણસને જે તેના પાસે થઈને પસાર થાય છે તેને કહે છે કે અય જમીન ઉપર અકડીને તેમ અભિમાન કરીને ચાલવાવાળા ! પોતાના જમાનાના તે લોકોને જુએ જે મૃત્યુ પામ્યા છે. અને તેમની સુરતોનો ખ્યાલ કરો કે તેઓ દુનિયામાં કેવા ઠાઠ બાઠથી રહેતા હતા. હવે તેમની કબરમાં કેવી હાલત બની ગઈ. તેમના ઉઝવો. (અંગો) એક બીજાથી જુદા થઈને ગળી સડી ગયા હશે. ગોસ્ત,

આંખ, કાન, તેમ જીભમાં કીડા પડી ગયા હશે. પોતાના દિલમાં જરા વિચાર તો કર કે તું પણ તેમના જેવો જ છે. અને તારી ગફલત પણ તેમના જેવી છે. નેક માણસ તે છે જે બીજા લોકોની હાલત જોઈને તેનાથી નસીહત હાસિલ કરે.

અય ગાફિલ ! અય માણસ જે ખુદાને ભુલેથી પણ યાદ નથી કરતો ! એક દિવસે તારું નામ જીવતા લોકોના લીસ્ટમાંથી નીકાળીને મુરદાઓના લીસ્ટમાં દાખલ કરવામાં આવશે. અને આ તારા ઘરવાળા તેમ દોસ્તો તેમ સગાંવહાલાં તને તંગ અને અંધારા ઘરમાં (કબરમાં) એકલાને બંધ કરીને ઉપર માટી નાંખીને તને ત્યાં છોડીને પોતે ઘરે આવતા રહેશે. કોઈને ખ્યાલ પણ ન આવે કે તમોને આ અંધારા ઘરમાં ડર લાગશે. અથવા તમારા નીચે નરમ ગાદલું તેમ તકીયો (ઓશિકું) નથી. તેમને તમારી મુસીબતની કશી પરવા ન હશે. અને ન તમોને કોઈ તરફથી હવા લાગશે. અને ન તમારો કોઈ ગમખાર હશે. જે તમારા દિલને શાન્તિ આપે. અને ન ત્યાંના અઝાબથી તમોને કોઈ બચાવવાવાળો હશે.

મતલબ કે ઘર (કબર) ચારે બાજુએથી બંધ છે. થોડા દિવસ તમારૂ માતમ અને રોવા પછી તમારા મા-બાપ, બાલ બચ્ચાં, ભાઈ બહેન, સગાંવહાલાં તેમ દોસ્તો હંમેશ માટે એવા ભુલી જશે કે તમારો તેમનાથી કંઈ સંબંધ ન હોય. એ માટે ભાઈયો ! ત્યાંના માટે આજથી જ ફિકર અને તૈયારી કરો. માણસ દુનિયાના ઘર બનાવવા તેમ શણગારવામાં રાત દિવસ અને પુરી ઉંમર ખર્ચ કરી દે છે. આ ઘર આજે નહિતો કાલે. અને એક દિવસે જરૂર ઉજડી જશે. માણસના આબાદ કરવાથી આબાદ રહેશે નહિ. પણ તે ઘરને કદી ભુલેથી પણ યાદ નથી કરતો. જ્યાં તેને હંમેશા રહેવાનું છે. અને જેના તરફ માણસ દોડીને

જઈ રહ્યો છે. માણસ આ દુનિયાના ઘરને બનાવવામાં પુરી ઉંમર ખર્ચ કરે છે જેનો લાભ પરાયો ને થશે. પણ અફસોસ તેમ દુઃખની વાત છે. કે એ ઘરની તરફ કદી ધ્યાન આપતો નથી જેમાં તેને હંમેશા રહેવાનું છે. તેને જોઈએ કે

"દરકાર હય ન કસ્ર ન જાગીર ચાહીયે
ઈબરત સરાયે ગોર કી તઅમીર ચાહીયે,,

દુનિયા રસ્તો છ. અને આખેરત મંઝીલ છે અને કબર આખેરતનો પહેલો દરવાજો છે. જે માણસ નેક અમલો લઈને આ દરવાજાથી દાખલ થશે તો યાદ રાખો કે ખુદા તઆલાના ફરિશ્તા તેનો ઈસ્તિકબાલ કરશે. હશ્ર સુધી આરામથી સુતો રહેશે. પછી હશ્રના દિવસે તેને બીજી વખત ઉઠાવવામાં આવશે. અને ખુદા તેનાથી રાજી હશે. અને તે પણ ખુદાથી રાજી હશે. અને આ સૌથી મોટી કામિયાબી છે.

કેટલા નસીબદાર છે તે લોકો જે નેકીયો લઈને કબરમાં જાય છે. અને જે લોકો બુરા અમલો ભેગા કરીને લઈ જાય છે. તો તેમના માટે કબર દોઝખનો ખાડો બની જાય છે. તે લોકો અઝાબ જોઈને પછતાય છે. પણ ત્યાં પછતાવું શું કામ આવશે?

મતલબ એ કે કબર દુનિયાના ખેતરનું ખળું છે. અને નસીહત હાસિલ કરવાની જગ્યા છે. એટલા માટે અય ભાઈ! અય દોસ્ત! હજુ પણ ખબરદાર થઈ જા.

"આહ એક દિન મરના ભી હમકો હૈ ઝુરૂર
સબકો જાના હય મૌલાકે હુઝૂર"

# કિસ્સાઓ

મુજાહિદ (રહ.) કહે છે કે જયારે માણસની મૌતનો ટાઈમ નજીક હોય છે. તો તે વખતે તેની પાસે દર રોજ બેસવાવાળોની સુરતો તેની સામે આવે છે. અને તેની બેઠક નેક લોકોના સાથેની છે. તો તેમને સામે લાવવામાં આવે છે. અગર બુરા લોકો સાથે બેઠક હોય છે તો તે લોકો તેની સામે લાવવામાં આવે છે.

તો અય દોસ્તો ! પોતાની બેઠક નેક લોકોની સાથે રાખો અને નેક લોકો જેવી પોતાની સુરત બનાવો. ખુદાપાક અમોને તૌફીક અતા ફરમાવે.

રબીઅ ઈબને બઝહ (રહ.) એક ઈબાદત ગુઝાર આદમી બસરામાં રહેતા હતા. તે ફરમાવે છે કે એક માણસ મરવા લાગ્યો. તો લોકો તેને લાઈલાહ ઈલ્લલ્લાહ ની તલ્કીન કરી રહયા હતા. અને તેની ઝબાનથી આ નીકળી રહ્યું હતું કે શરાબનો ગિલાસ તુ પણ પી. અને મને પણ પા. આ રીતે કહેતો કહેતો મરી ગયો.

અમવાઝ (એક જગ્યાનું નામ છે.) માં એક માણસની વફાત થઇ રહી હતી. લોકો તેને લાઈલાહ ઈલ્લલ્લાહ કહેતા હતા. અને તે કહી રહ્યો હતો કે દસ દસ રૂપિયા. અગિયાર અગિયાર, બાર બાર.

## રસુલ (સલ.) ની નજરમાં અકલમંદ કોણ

જનાબે રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું કે અકલમંદ માણસ એ છે જે પોતાના નફસને કાબૂમાં રાખે. અને મૌતના પછી આવવાવાળી જીંદગી માટે અમલ કરે. અને નાદાન તેમ બે-વકુફ એ છે જે પોતાના નફસની તાબેદારી કરે. અને ખુદા તઆલાથી

બે-બુનિયાદ ઉમ્મીદો રાખે. આ હદીસથી માલુમ થયું કે અક્લમંદ તે નથી જે પોતે પોતાને અક્લમંદ સમજે. યા દુનિયાવાળા તેને અક્લમંદ સમજતા હોય. પરંતુ અક્લમંદ તે છે. જે ખુદા અને રસૂલની નજરમાં અક્લમંદ હોય. અને ખુદા તેમ તેના રસૂલની નજરમાં અક્લમંદ તે છે જે પોતાના નફસને કાબુમાં રાખે. તેને બુરાઈથી રોકી રાખે. અને દરેક વખતે તેનો હિસાબ લેતો રહે. અને કોઈ ટાઈમ પણ તેની દેખભાળથી ગાફિલ ન થાય કે તે પોતાની મન માની કરવા લાગે. અને ખુદાના બતાવેલા હુકમોને તોડીને આઝાદ થઈ જાય. અને તે માણસ હરઘડી આખેરતની જીંદગીને સામે રાખીને, મૌતના પછી આવવાવાળી જીંદગીની ફિકર રાખીને તેને બનાવવામાં તેમ ત્યાંની કામિયાબીની તૈયારી કરતો રહે.

અને બે-વકુફ તે માણસ છે જે પોતાની જીંદગીની લગામ પોતાના નફસના હવાલે કરી દે. અને રાત દિવસ પોતાના નફસની ખ્વાહિશો પુરી કરતો રહે. અને પછી ખુદાના ફઝલની ઉમ્મીદ રાખે. એટલે કે પુરી જીંદગી તો ના ફરમાનીમાં ગુઝારી અને ફક્ત ઝબાનથી જન્નતનો ઉમ્મીદવાર રહે. જરૂર એવા માણસો નુકસાનમાં રહેવાવાળા છે.

## હઝરત હબીબ અજમી (રહ.)નો કિસ્સો

હઝરત હબીબ અજમી (રહ.) ઈન્તેકાલના ટાઈમે ઘણા ગભરાઈ રહ્યા હતા. કોઈએ પુછ્યું કે તમારા જેવા બુઝુર્ગ અને ગભરાટ આ પહેલાં તો આપની હાલત કદી આવી ન હતી. ફરમાવવા લાગ્યા કે સફર ઘણું લાંબુ છે. અને દુરનું છે. કદી તેનો રસ્તો જોયો નથી અને ભયાનક મનઝર જોવાના છે જે કદી જોયા નથી આકા અને સરદારની મુલાકાત કરવાની છે. કદી પહેલાં મુલાકાત થઈ નથી. અને ભયાનક મનઝર જોવાના છે. જે કદી જોયા ન...

માટી નીચે કિયામત સુધી એકલાને પડયું રહેવું પડશે. સાથીદાર કોઈ પાસે નહી હોય. તે પછી અલ્લાહના દરબારમાં ઉભા થવાનું છે. મને ડર છે કે અગર ત્યાં આ પ્રશ્ન કરવામાં આવ્યો કે હબીબ સાઈઠ વર્ષમાં એક તસ્બીહ પણ એવી પેશ કરો જેમાં શૈતાનનો કોઈ દખલ ન હોય. તો તેનો શો જવાબ આપીશ? અને આ હાલત હતી કે સાઈઠ વર્ષની જીંદગીમાં તેમને દુનિયાથી જરા પણ મોહબ્બત ન હતી. અને અમે કોઈ ટાઈમે દુનિયા તો અલગ રહી પણ ગુનાહોંથી ખાલી હોતા નથી. અને રાત દિવસ શૈતાનને રાજી કરીયે છીએ. પોતાના નફસને એટલો દરજ્જો આપ્યો છે. કે તે કોઈ પણ વખતે ખુદા તરફ આવવા તેમ મૌત અને કબર ના વિષે વિચારવા તૈયાર નથી. તો તમો પોતે વિચાર કરો. અને આ તમામ કિસ્સાઓ પછી ફૈસલો કરો કે અમારી શું હાલત થશે? અમોને મરવા તેમ કબરમાં જવા અને ખુદાના દરબારમાં ઉભા થવાની ફિકર નથી. આખેરી ટાઈમમાં દુનિયા થી જુદા થવાની લાચારીની હાલત, મૌતની સખ્તી, કબરની તંગી અને અંધારું, મુન્કર નકીરનો ડર, પુલસિરાત પર થી પસાર થવાની લંબાઈ, કિયામતની લંબાઈ, કિયામતની ભયાનક ઘડી, અને દોઝખના અઝાબથી બચવાની અમોને કોઈ ફિકર અને ખ્યાલ નથી. આ બધી મંઝીલો ઘણી સખ્ત અને કડક છે. અને તેનો અમોને રંજ કે ગમ નથી. કે અમારા સાથે કાલે કબરમાં શું હાલ થવાનો છે.?

"દર પેશ સબ કે વાસ્તે યે મંઝીલ અજીબ હય
ઉમ્મીદેં બળી બળી અજલ અનકરીબ હય"

## આખેરી વાત અને દુઆ

અય અલ્લાહ! હું ખતાવાર છું મારી ખતાઓને માફ કરી દે. હું સિયાહકાર છું મારી સિયાહકારીયોને માફ કરી દે.

અય મૌલા હું મુજરિમ છું. ગુનેહગાર છું. તું મારા ગુનાહોને માફ કરી દે. મારાથી તારા ઈબાદતનો હક અદા થઈ શક્યો નહીં. પુરી ઉંમર હું ગફલતમાં પડ્યો રહ્યો. અને તારી નમક હરામી કરતો રહ્યો. અને પોતાની મન માની કરતો રહ્યો. અને તારી ના ફરમાની કરતો રહ્યો. ઈલાહી તું મને માફ કરી દે....

અય કરીમ ! હું મારા ગુનાહો પર શરમાઈ રહ્યો છું. તું માફ કરી દે. અય અલ્લાહ ! હું જાહેરમાં લોકોને નસીહત કરતો રહ્યો. ઈલાહી મેં પોતાના નફસના સાથે જે ખરાબીયો કરી છે. તેને તેના બદલામાં કે હું તારી મખ્લૂકને નસીહત કરતો રહ્યો. માફ ફરમાવી દે. અય અલ્લાહ ! મારા ઐબોને છુપાવી દે. દુનિયા અને આખેરતની લાચારીથી બચાવી લે. અને જે પણ મારાથી ભુલીને અથવા જાણી જોઈને નાફરમાનીયો થઈ હોય તેને માફ કરી દે. અય અલ્લાહ ! તુ અમોને ખોટા રસ્તાથી બચાવી લે. અને સીધા રસ્તા પર ચલાવ. અમારું જીવવું તેમ મરવું ફક્ત તારા જ માટે હોય. અમારા દરેક કામો તારી મરઝીના તાબે હોય.

અય હકીકી માલિક ! અમારામાં ઈખ્લાસ પૈદા કર. કે અમે જે પણ કામ કરીયે તે ફક્ત તારા જ માટે કરીયે. તેમાં દુનિયાના દેખાવો ન હોય. પરંતુ તારા પ્યારા રસૂલ (સલ.) ની સુન્નત અદા કરવી, તેમની ફરમાં બરદારી કરવી. અને તારી ખુશનુદી હાસિલ કરવી અમારો મકસદ હોય. અમોને એ રસ્તા પર ચલાવ જેના પર તું રાજી થાય છે. ઈલાહી ! મુસલમાનોને ઈઝઝત અતા ફરમાવા દુનિયાની મુસીબતોથી હિફાઝત ફરમાવ.

અય અલ્લાહ ! અમે સાચા દિલથી માનીએ છીએ. અને ઇમાન છે કે તારા સિવાઈ કોઈ પુજવાના લાયક નથી. તું જ

અમારી મુશ્કેલીયોને દૂર કરવાવાળો છે. અને તું જ અમારી જરૂરતો પુરી પાડવા વાળો છે. અમારી ઉમ્મીદોને પુરી ફરમાવ.

અમારો ખાતમો ઈસ્લામ પર થાય. પોતાની ખુશ્નુદી નસીબ ફરમાવ. અમોને કબરના અઝાબથી બચાવ. અમારા મા–બાપોની મગફિરત ફરમાવ. તેમના દરજાઓ બુલંદ ફરમાવ. તેમનાથી રાજી થઇ જા. અને અમારી ઔલાદને નેક બનાવી દે તેમને અમારા માટે સદકએ જારીયા બનાવી દે. તેમને હિદાયતના રસ્તા પર લગાવી દે. અમારા ભાઈયો અને દોસ્તો અને દુશ્મનોને દીને ઇસ્લામની સમજ અતા ફરમાવ અને અમોને ગુમરાહીથી બચાવ અને હિદાયત નસીબ ફરમાવ. આમીન.

## મુનાજાતે બરગાહે ઈલાહી

રબ્બના યા રબ્બના યા રબ્બના * કરલે તુ મકબુલ અબ મેરી દુઆ
મેરી તોબા કરલે મકબુલ અયખુદા * ઔર દે તુ મેરે ગુનાહોં કો મિટા
તોબા કી અબ મેંને અય પરવરદિગાર * કુલ ગુનાહોંસે હું મેં શરમસાર
હૈ ઠિકાના આખિર સબકો તેરી તરફ * હોગા જાના આખિર સબકો તેરી તરફ
મૌત દે યારબ મુજે ઈસ્લામ પર * ઔર મુજકો નેકોંકે સાથ તુ કર
મુજપે ઔર મેરે માં–બાપ પર * તુને જો એહસાન કિયે હૈં સરબસર
મુજકો દે તૌફીક ઉનકે શુક્ર કી * ઔર અચ્છે કામોંકી તૌફીક ભી
હોં હમારે ઘરકે સબ અહલો અયાલ * નેક બખ્ત નેક કાર નેક હાલ
સબ ગુનાહોંકો તુ મેરે બખ્શ દે * ખ્વાહ વોહ બે કસ્દ હોં યા કસ્દ સે
સબ યારબ બખ્શ દે ઓર કર માફ * કુલ ગુનાહોંસે મુજે કર પાક સાફ

આખેરત મેરા જો હૈ અસલી મકાં * એક દિન આખિર કો જાના હૈ જહાં

ઠીક રખ ઈન સબકો રબ્બુલ આલમીન * મેરી દુનિયા, મેરી આખેરત, મેરા દીન

ઔર મેરી જીંદગી કો અય ખુદા * નેકીયોં કે બઢનેકા બાઈસ બના

મૌત હો મેરી સબબ આરામ કા * લે મુજે હર એક બુરાઈસે બચા

ફિત્નએ નાર વ અઝાબે નાર સે * ઔર ઝબર દસ્તોં કે કહરો જબ્ર સે

બાદ મરનેકે મુજે રાહત મિલે * ઔર તેરે દીદાર કી લઝઝત મિલે

અચ્છા જીના અચ્છા મરના કર નસીબ * હક યે સાબિત રખ હમેશા અય મુજીબ

જબ હો મેરી ઉમ્રકા વકતે અખીર * દસ્તગીરી કરના મેરે દસ્તગીર

તંગદસ્તી સે બુઢાપે મેં બચા * દે મુજે રોઝી ઝિયાદા અય ખુદા

મેરી અચ્છી ઉમ્ર હો ઉમ્રે અખીર * ફઝલે રહમત સે તેરે અય દસ્તગીર

સબસે અચ્છે હોં મેરે પિછલે અમલ * સબસે અચ્છા વક્ત હો વકતે અજલ

જબ તક જીતા રહું મેં અય ખુદા * મુજકો ગુમરાહી કે ફિત્નેસે બચા

યા ઈલાહી અયબોંકો મેરે છુપા * ખૌફસે દિલ મેરા તુ કરદે રહા

હશ્ર કે દિન કર યૂં ન મુજ પર અઝાબ * ઉસ દિનકે દુઃખસે બચા રોઝે હિસાબ

જીના મરના, ઔર મેરા સબ કારોબાર * હય તેરે હી રાસ્તે અય કિરદિગાર

મેરે સાથ આસાની ઔર એહસાન કર * મેરી હર મુશ્કિલ કો તુ આસાન કર

અયશ તો યારબ હૈ અયશે આખેરત * દે મુજે વો અયશ ઔર મગફેરત

યા ઈલાહી અપની સારી હાજતેં * પેશ કરતા હું તેરી દરગાહ મેં

કબર કે ફિત્નોં સે મુજે યા રબ બચા * હર જગા તુ મુજકો કર રાહત અતા

ઔર જબ મર જાઉં મુજ પર રહમ કર * મેરી મગફેરત કર સર બસર

ખાતમા ભી હો મેરા ઈસ્લામ પર * કર મુજે યારબ ફિદા ઈસ્લામ પર

અય મેરે મૌલા તુ બખ્શ મેરે ગુનાહ * દે મુજે અપને અઝાબોંસે પનાહ

મગફિરત મેરે ગુનાહોંકી તુ કર * ઠીક કર દે કામ મેરે સરબસર

કબરકી વશહત કો મુજસે દુર કર * ઉસ એંધેરે ઘરકો તુ પુરનૂર કર

પેશવા મેરા હો કુરઆને અઝીમ * ઉસકે બાઈસ મુજપે રહમ કર રહીમ

તુને જીન કામોંકે કરને કો કહા * મેં ઉન્હી કામોંસે હર દમ ગાફિલ રહા

ઔર રોકા તુને જીન અઅમાલ સે * રાત દિન મુજ સે વોહી હોતે રહે

અબ તો જો હોના થા મુજસે હો ચુકા * કાંટે અપની રાહમેં ખુદ બો ચુકા

કર ચુકા ખુદ જુલ્મ અપની જાન પર * અપને હાથોં લુટ ચુકા મેં સરબસર

રહમ ફરમા ઈલાહી મેરે હાલ પર * ઔર દોઝખસે બચા સરબસર

મેં હું જીસ રંજ બલામેં મુબ્તેલા * દે રેહાઈ મુજકો ઉસસે અય ખુદા

કર હાલતમેં તુ મેરી મદદ * હો મેરે હર કામમેં તેરી મદદ

મેરે દુશ્મન ઔર મુખાલિફ જીતને હૈં * સબકો કરતા હું હવાલે તેરે મેં

અહલ અચ્છે હોં મેરે, અચ્છા હો માલ * ઔર અચ્છે હોં મેરે અઅમાલ

ઔર અચ્છા હો મેરી ઔલાદ ભી * આંખે જીનસે ઠંડી ખુશ હોં મેરા
અન્ત હસ્બી, અન્ત રબ્બી, * અન્ત કાફી, અન્ત શાફી લી
અન્ત જલીલ નેઅમલ વકીલ
જીતને દુશ્મન, હાસિદ હય મેરે * મુજપે હંસનેકા મૌકા ઉન્હેં ન દે
મૌતકી સખ્તી ઔર સકરાત મેં * જબ લગા રહેતા હૈ શૈતાન
ઘાત મેં
હો ઇલાહી તુ મદદગાર વ મોઈન * મુજપે ગાલિબ હો ન જાએ વો
લઈન
મરતે દમ યારબ મેરી ઈમદાદ * ઔર જહન્નમ સે મુજે આઝાદ
કર કર
સબ ગુનાહોંસે તુ કરદે દર * ઔર મુજ પર રહમ અય
ગુઝર રહમાન કર

## મુરાકબએ મૌત

"તુ બરાએ બંદગી હય યાદ રખ
બહરે સર અફ્કંદગી હય યાદ રખ
વરના ફિર શરમીંદગી હય યાદ રખ
ચંદ રોઝા જીંદગી હય યાદ રખ

એક દિન મરના હય આખિર મૌત હય
કરલે જો કરના હય આખિર મૌત હય

કૈસર ઔર ઈસ્કંન્દર વ જમ ચલ બસે
ઝાલ ઔર સોહરાબ વ રૂસ્તમ ચલ બસે
કયસે કયસે શેરા ઝયગમ ચલ બસે
સબ દિખાકર અપના દમ ખમ ચલ બસે

એક દિન મરના હય આખિર મૌત હ
કરલે જો કરના હય આખિર મૌત હય

કયસે કયસે ઘર ઉજાળે મૌતને
સરવ કદ કબરોંમે ગાળે મૌતને

ખેલ કિત્નોં કે બિગાળે મૌતને
પહેલવાં કયા કયા પછાળે મૌત ને
એક દિન મરના હય આખર મૌત હય
કરલે જો કરના હય આખિર મૌત હય

કુચ તેરા હાય બે-ખબર હોને કો હય
હાય યે ગફલત તેરા સફર હોનેકો હય
બાંધ કે તૌશએ સફર હોનેકો હય
ખત્મ બસ હર બશર હોનેકો હય
એક દિન મરના હય આખિર મૌત હય
કરલે જો કરના હય આખિર મૌત હય

નફસ ઔર શૈતાન હય ખંજર દર બગલ
વાર હોનેકો હય અય ગાફિલ સંભલ
આ ન જાએ દીન વ ઇમાન મેં ખલલ
બાઝ આ તુ બાઝ, અય બદ અમલ
એક દિન મરના હય આખિર મૌત હય
કરલે જો કરના હય આખિર મૌત હય

યક લખ્ત આ પહોંચે જો સર પર અજલ
ફિર કહાં તુ, ઔર કહાં દારૂલ અમલ
જાએગા યે બે-બહા મૌકા નિકલ
ફિર ન હાથ આયેગા ઉમ્રે બે-બદલ

એક દિન મરના હય આખિર મૌત હય
કરલે જો કરના હય આખિર મૌત હય

તુજકો ગાફિલ ફિકરે ઉકબા કુછ નહીં
ખા ન ધોકા કે અયશે દુનિયા કુછ નહીં
જીંદગી હૈ ચંદ રોઝા કુછ નહીં
કુછ નહીં ઉસકા ભરોસા કુછ નહીં
એક દિન મરના હૈ આખિર મૌત હૈ
કર લે જો કરના હૈ આખિર મૌત હૈ

હૈ યહાં સે તુજકો જાના એક દિન
કબ્ર મેં હોગા ઠિકાના એક દિન
મુંહ ખુદા કો દિખાના હૈ એક દિન
અબ ન ગફલત મેં ગંવાના એક દિન
એક દિન મરના હૈ આખિર મૌત હૈ
કર લે જો કરના હય આખિર મૌત હૈ

ચંદ રોઝા હૈ યે દુનિયાકી બહાર
દિલ લગા ઉસસે ન ગાફિલ, ખબરદાર
ઉમ્ર અપની યૂં ન ગફલતમેં ગુઝાર
હોશિયાર અય ગફલત ભરે હોશિયાર
એક દિન મરના હય આખિર મૌત હૈ
કર લે જો કરના હૈ આખિર મૌત હૈ

હય યે લુત્ફો ઐશ દુનિયાકા ચંદ રોઝ
હય યે દૌરે જામો મીના ચંદ રોઝ
દારે ફાની મેં હય રેહના ચંદ રોઝ
અબ તો કર લે કારે ઉકબા ચંદ રોઝ

એક દિન મરના હૈ આખિર મૌત હૈ
કર લે જો કરના હૈ આખિર મૌત હૈ

હો રહી હય ઉમ્ર મિસ્લ બરફ કમ
ચુપકે ચુપકે રફતા રફતા દમ બ-દમ
સાંસ હૈ એક ઝહર વ મુલ્કે અદમ
દફઅતન એક રોઝ જાએગા થમ
એક રોઝ મરના હૈ આખિર મૌત હૈ
કર લે જો કરના હૈ આખિર મૌત હૈ

આખેરત કી ફિકર કરની હૈ ઝુરૂર
જૈસી કરની વૈસી ભરની હૈ ઝુરૂર
જીંદગી એક દિન ગુઝરની હૈ ઝુરૂર
કબરમેં મૈયત ઉતરની હૈ ઝુરૂર
કસરે આલી ભી બનવાયા તો કયા ?
દબ દબા અપના દિખલાયા ભી તો કયા ?
એક દિન મરના હૈ આખિર મૌત હૈ
કરલે જો કરના હૈ આખિર મૌત હૈ

આનેવાલી કિસસે ટાલા જાએગી
જાન ઠેહરી જાને વાલી જાએગી
રૂહ રગરગસે નિકાલી જાએગી
તુજ પર એક દિન ખાક ડાલી જાએગી
એક દિન મરના હૈ આખિર મૌત હૈ
કરલે જો કરના હૈ આખિર મૌત હૈ

બઝમે આલમમેં ફનાકા દોર હૈ,
જાએ ઈબરત હૈ મકામે ગૌર હૈ

તુ હય ગાફિલ યે તેર ક્યા તૌર હૈ
બસ કોઈ દિન જીંદગાની ઔર હૈ

એક દિન મરના હૈ આખિર મૌત હૈ
કરલે જો કરના હૈ આખિર મૌત હૈ

જબ તુજે મરના હય હકકુલ યકીં
છોળકર ફિક્રે ઈ વ આં, કર ફિક્રેદીં

એક દિન મરના હય આખિર મૌત હય
કરલે જો કરના હય આખિર મૌત હય

અયસી ગફલત, યે તેરી હસ્તી નહીં
દેખ જન્નત ઈસ કદર સસ્તી નહીં

રેહગુઝર દુનિયા હૈ યે બસ્તી નહીં
જાએ ઐશ વ ઈશરત વ મસ્તી નહીં

એક દિન મરના હય આખિર મૌત હય
કરલે જો કરના હૈ આખિર મૌત હૈ

ઐશ કર ગાફિલ ન, તુ આરામ કર
માલ હાસિલ કર, ન પેદા નામ કર

યાદે હક દુનિયામેં સુબ્હો શામ કર
જીસ લિયે આયા હૈ તુ વો કામ કર

એક દિન મરના હૈ આખિર મોત હૈ
કર લે જો કરના હૈ આખિર મોત હૈ

માલ વ દૌલત કા બઢાના હૈ અબસ
ઝાઈદ અઝ હાજત કમાના હૈ અબસ

દિલકા દુનિયાસે લગાના હૈ અબસ
રેહ ગુઝર કો ઘર બનાના હૈ અબસ

એક દિન મરના હૈ આખિર મોત હૈ
કર લે જો કરના હૈ આખિર મોત હૈ

એશ વ ઈશરત કે લિયે ઈશરત નહીં
યાદ રખ તુ બંદા હૈ મહેમાન નહીં

ગફલત વ મસ્તી તુજે શાયાં નહીં
બંદગી કર તુ અગર નાદાન નહીં

એક દિન મરના હૈ આખિર મોત હૈ
કર લે જો કરના હૈ આખિર મોત હૈ

હસીનોં કી યે ચટક ઔર યે મટક
દેખ કર ન હરગિઝ રસ્તે મેં ભટક

સાથ ઉનકા છોડ, હાથ અપના જટક
ભુલકર ભી ન ફિર પાસ ઉનકે ફટક

એક દિન મરના હૈ આખિર મોત હૈ
કરલે જો કરના હૈ આખિર મોત હૈ

કુસ્ને ઝાહિર પર અગર તુ જાએગા
આલમે ફાનીસે ધોકા ખાએગા

યે ઝહરીલા સાંપ હૈ ડસ જાએગા
રહે ન ગાફિલ યાદ રખ પછતાએગા

એક દિન મરના હૈ આખિર મૌત હૈ
કરલે જો કરના હૈ આખિર મૌત હૈ

દારે ફાની કી સજાવટ પર ન જા
નેકીયોંસે અપના અસલી ઘર સજા

ફિર વહાં બસ ચેનકી બંસલી બજા
ઈન્નહુ કદ ફાઝ ફૌઝન મન નજા

એક દિન મરના હૈ આખિર મૌત હૈ
કરલે જો કરના હૈ આખિર મૌત હૈ

તુ હૈ ઈસ ઈબરત કદહ મેં ભી મગન
ગો હૈ યે દારૂલ મહન બયતુલ હઝન

અકલ સે ખારિજ હૈ યે તેરા ચલન
છોડ ગફલત આકેબત અંદેશ બન

એક દિન મરના હૈ આખિર મૌત હૈ
કરલે જો કરના હૈ આખિર મૌત હૈ

યે તેરી ગફલત હૈ, બે-અકલી ભંગી
મુસ્કુરાતી હય કઝા સર પર ખડી

મૌતકો પેશેનજર રખ હર ઘડી
પેશ આને કો હય યે મંઝીલ કડી

એક દિન મરના હૈ આખિર મૌત હૈ
કરલે જો કરના હૈ આખિર મૌત હૈ

ગિરતા હય દુનિયા યે તુ પરવાના વાર
ગો તુજે જીના પળે અંજામ કાર

ફિર યે દાવા હૈ કે હમ હૈ હોશિયાર
કયા યેહી હય હોશિયારો કા શેઆર

એક દિન મરના હૈ આખિર મૌત હૈ
કરલે જો કરના હૈ આખિર મૌત હૈ

હૈફ દુનિયાકા હુવા તુ પરવાના તુ
ઔર કરે ઉકબાકી કુછ પરવા ન તુ

કિસ કદર હૈ અકલ સે બેગાના તુ
બસ પે બનતા હૈ બળા ફરઝાના તુ

એક દિન મરના હૈ આખિર મૌત હૈ
કરલે જો કરના હૈ આખિર મૌત હૈ

દફન ખુદ હઝારોં કિયે ઝેરે ઝમી
ફિર ભી ગરનેકા નહીં હકકુલ યકીં

તુજસે બળહકર ભી કોઈ ગાફિલ નહીં
કુછતો ઈજરત ચાહિયે અય નફસે લઈં

એક દિન મરના હૈ આખિર મૌત હૈ
કરલે જો કરના હૈ આખિર મૌત હૈ

યૂં ન અપને આપકો બેકાર રખ
આખેરત કે વાસ્તે તૈયાર રખ

એક દિન મરના હૈ આખિર મૌત હૈ
કરલે જો કરના હૈ આખિર મૌત હૈ

તુ સમજ હરગિઝ ન કાતિલ મૌત કો
જીંદગાની કા જાન હાસિલ મૌત કો

રખતે હૈ મહેબુબ આકિલ મૌત કો
યાદ રખ હર વક્ત ગાફિલ મૌત કો

એક દિન મરના હૈ આખિર મૌત હૈ
કરલે જો કરના હૈ આખિર મૌત હૈ

તર્ક અબ સારી ફુઝૂલિયાત કર
યૂં ન ઝાએઅ અપને તુ અવકાર કર

રેહ ન ગાફિલ યાદે હક દિન રાત કર
ઝિક્રો ફિક્ર હરદમ તુ દિન રાત કર

એક દિન મરના હૈ આખિર મૌત હૈ
કરલે જો કરના હૈ આખિર મૌત હૈ

કર ન પીરીમેં તુ ગફલત, ઈખ્તયાર
જીંદગી કા અબ નહીં કુછ એઅતેબાર

હલક પર હૈ મૌત કે ખંજર કી ધાર
કર બસ અબ અપને કો મુરદોંમેં શુમાર

એક દિન મરના હૈ આખિર મૌત હૈ
કરલે જો કરના હૈ આખિર મૌત હૈ

ઔર તેરી મજઝૂબ હાલત ઔર યે સુન
હોશમેં આ અબ નહીં ગફલત કે દિન

અબ તો બસ મરતે કે દિન હર વક્ત ગિન
કસ કમર દર પેશ હય મંઝીલ કઠન

એક દિને મરના હૈ આખિર મૌત હૈ
કરલે જો કરના હૈ આખિર મૌત હૈ

# ઇબરતનામા

હય જલ્વા ગર વોહ જા બજા 卐 ઝાતે મુકદ્દસ કિબરીયા
જીસકી બશર કેહકર સના 卐 બે-ઈન્તેહા જાતે રહે
આદમ સે અબ તક જીસ કદર 卐 પૈદા હુએ દુખ્તો પિસર
જબ કર ચુકે ઉમ્રે બસર 卐 હોકર ફના જાતે રહે
આલમ ભી મહેમાં સરા 卐 ઠહેરા નહીં કોઈ ઈસ જા
માની કઝા હોકર રઝા 卐 આદમ હવ્વા જાતે રહે
કર ગૌર મેરી બાત પર 卐 કર નઝર અપની ઝાત પર
કુછ દિન યહાં મુલાકાત કર 卐 સબ અંબિયા જાતે રહે
હઝરત ખલીલુલ્લાહ નબી 卐 કામિલ સખી આશિકે રબ્બી
કોશિશ જા રાહે હકમેં કોઈ 卐 કઅબા બના જાતે રહે
યે જો પયગમ્બર ઝકરિયા 卐 સરપર ઈશ્કે આરા ધરા
મંઝૂર કર અમરે રઝા 卐 સાબિર બલા જાતે રહે
અબ બાત સુન લુકમાન કી 卐 સાહિબે ઈલ્મે ઈરફાન કી
હિકમત ન કી અપની જાનકી 卐 સબકો ડરા જાતે રહે
નમરૂદ ઔર ફિરઔન કા 卐 દઅવા ખુદાઈકા હુવા
અસલી ખુદા બાકી બકા 卐 વો બે-હયા જાતે રહે
નૌશેરવાં આદિલ હુવા 卐 હાતિમ સખી કામિલ હુવા
રૂસ્તમ બહાદુર દિલ હુવા 卐 આઈ કઝા જાતે રહે
અબ હાલ સુન શદ્દાદ કા 卐 બેદાદ બે બુનિયાદ કા
ઝુલ્મત કહા જન્નત બના 卐 દેખે સિવા જાતે રહે
કારૂન જમા કર માલો ઝર 卐 આશિક હુવા દવલત પર

હાસિલ કિયા દોઝખ સફર ❋ અંદર સઝા પાતે રહે
અરે યાર કુછ સામાન કર ❋ આજ કલ તૈયારી હૈ સફર
રહેના તેરા હો કિસ કદર ❋ જબ મુસ્તફા જાતે રહે
અહલે સખાવાલા ઘર ❋ સિદ્દીકે અકબર શ્રી કદર
ઉસ્માન ગની, આદિલ ઉમર ❋ શેરે ખુદા જાતે રહે
આલે નબી કો યાદ કર ❋ હુસનૈન મોહસીન યાદ કર
અસહાબ સબ ખૈરૂલ બશર ❋ સલ્લે અલા જાતે રહે
ખસ્તા જીગર હઝરત હસન ❋ શબ્બીર બે ગોરો કફન
હોકર શહીદ ખસ્તા તન ❋ તેગો જફા જાતે રહે
લખ્તે જીગર શાહે ઉમમ ❋ સાહિબે શરમ સાહિબે કરમ
જબ હુકમ પહોંચા લા જુર્મ ❋ ખૈરૂન્નિસા જાતે રહે
જીનકો મિલા અયસા હુસ્ન ❋ નાઝુક બદન ખુશ ગુલ ચમન
આખિર પડા ગલ મેં કફન ❋ મુખડા છુપા જાતે રહે
રફતાર ખુશ ગુફતાર ખુશ ❋ દસ્તાર ખુશ રૂખસાર ખુશ
કર સૈર દર બાઝાર ખુશ ❋ માટી છુપા જાતે રહે
આરામ દિલ રાહત બદન ❋ ગમ કી દવા પ્યારે સજન
શીરીં ઝબાં શીરીં સખુન ❋ સબ સુન સુના જાતે રહે
કયા અજબ રૌશન ચંદથે ❋ કયા દોસ્ત ઔર દિલ બંદથે
લખ્તે જીગર ફરઝંદ થે ❋ છોડ મા-બાપ જાતે રહે
અયસે જો થે સાહિબે શરમ ❋ ઘર સે ન જાતે થે એક દિન
જબ હો ચુકા અર્સા ખતમ ❋ વોહ કરબલા જાતે રહે
જીસ્ને બનાયે મહલ વ ઘર ❋ તુ રેહ ગયા વોહ હૈ કિધર

તુ ભી નહીં રહેના મગર ❋ જબ વોહ બના જાતે રહે
કિયે યારાં સે જુદા ❋ મરતે થે જો દેખે સિવા
કર અલવિદાઅ વકતે ફના ❋ વોહ દિલરૂબા જાતે રહે
જીનકા મિલા અઈસા હુસ્ન ❋ સેભી સફ તન ગુલ ચમન
ગુલ મેં કફન પાકર સજન ❋ ચાનન બુઝ જાતે રહે
કયા શાન થા શૈતાન કા ❋ હાકિમ ઝમી આસમાં કા
જબ હુકમ સે મુન્કિર હુવા ❋ સબ શાન હા જાતે રહે
લઅનત પટી સરકાર સે ❋ હાસિલ મિલા ઈન્કાર સે
દૂરી મિલી ઈન્કાર સે ❋ ફખ્ર વ હો જાતે રહે
કર યાદ હક સુબ્હાન કી ❋ ગર હિર્સ હય ઈમાન કી
તર્ફે ખુદા રહમાન કી ❋ સબ અવલિયા જાતે રહે
કયા માલસે ફાયદા મિલે ❋ જબ ખર્ચ સે ખાલી ચલે
ફિર ઓર વારિસ હો ખુલે ❋ જબ તુમ દબા જાતે રહે
અફસોસ હૈ ઈસ બાત પર ❋ નહીં ગોર કા તુજકો ફિકર
ઉઠ જાગ જલ્દી હોશ કર ❋ દોસ્ત ભરા જાતે રહે
આના ન ફિર હોગા કભી ❋ આયે નહીં હઝરત નબી
કર પૈરવા કી પૈરવી ❋ જો કુછ બતા જાતે રહે
અબ દેખ અપની ઝાત કો ❋ મત ભુલ અસલી બાત કો
ફિર કયા કરેલા રાત કો ❋ જબ દિન દેહા જાતે રહે
દોસ્ત યારાના તોળકર ❋ ચલતે રહે મુખ મોળકર
ઘર કો વેરાના છોળકર ❋ કઈ લાખ હા જાતે રહે
જબ ઉમ્ર હો પ્યારી ખતમ ❋ હાસિલ મિલેગા દર્દો ગમ
પળહના પળેગા વો ઈલ્મ ❋ જીસ્કો ભુલા જાતે રહે

ફુરસત કભી પાના નહીં 卐 ફિર વક્ત હાથ આના નહીં

અફસોસ ભી જાના નહીં 卐 જબ કર કમા જાતે રહે

બોલે કબર શામો સહર 卐 કુછ હોશ કર, કુછ હોશ કર

તુજસે પહેલે મેરે અંદર 卐 હો ખાક પા જાતે રહે

ખા કર ખુદા કા માલોઝર 卐 સજદા કરે કબરોં ઉપર

સબ જીંદગી બરબાદ કર 卐 વોહ બે-હયા જાતે રહે

જીસને હુસ્ન અઈસા દિયા 卐 ઉસસે તુ બેગાનાં હુવા

પુછેગા-વોહ હાઝિર બુલા 卐 જબ તુમ ભુલા જાતે રહે

અબ છોડકર બિદઆત કો 卐 સુન ગૌરસે મેરી બાત કો

રોવેગા ગુઝરી બાત કો 卐 જબ ઝહર ખા જાતે રહે

કરતા હૈ જો તુજ પર કરમ 卐 ઉસસે નહીં તુજકો શરમ

ફિર ગઝબ હય અઈસા જુર્મ 卐 જબ બેવફા જાતે રહે

દિલસે ખુદા કા પ્યારા કર 卐 જલ્દીસે ઈસ્તિગફાર કર

કઈ લાખ ગફલત કાર પર 卐 દાઈમ સઝા પાત રહે

ફિરતા હૈ જીસસે દુર તુ 卐 જાના હૈ ઉસકે રૂબરૂ

કરની પડેગી ગુફતગૂ 卐 જો કુછ લિખા જાતે રહે

કોઈ દિન સુબ્હ યા શામકો 卐 લેકર તુમ્હારે નામ કો

રોવેંગે અપને કામકો 卐 જબ તુમ સિધા જાતે રહે

એકકોહી થા એકકો ચલા 卐 એકકો કબરમેં જા પડા

પાવેગા સબ ઉસકી જઝા 卐 જો કર કમા જાતે રહે

જા દેખ કબ્રસ્તાન સે 卐 કરકે ફિકર દિલો જાનસે

કઈ લાખ ગુલ બુસ્તાન સે 卐 ખુશબુ ગંવા જાતે રહે

હડ્ડીયાં જુદા ગોસ્ત જુદા ✠ સબ ખાકમેં જાકર મિલા
મોજાં લેકર ઉળે હવા ✠ કર ચુપ ચુપા જાતે રહે
કઈ બાગ કે માલી પળે ✠ કઈ મુલ્ક કે વાલી પળે
સબ હાથ સે ખાલી પળે ✠ કબરેં સમા જાતે રહે
મોઅસ્લિમ નહીં જાને ખુદા ✠ યે કૌન થા ઓર કયા હુવા
કુછ દિન ઝમાના અજબ થા ✠ મહેફિલ લગા જાતે રહે
સબ નૈન સોનિયે ગલ ગયે ✠ લબ દાંત માડી રલ ગયે
સબ રૂબરૂ હી ચલ ગયે ✠ દેખા કજા બન જાતે રહે
સુન બાત કર હાઝિર અકલ ✠ અબ વકત ગુજર ગયા હય
સર પર ખળી હાઝિર અજલ ✠ સબ અવલિયા જાતે રહે
ઉંચે મહલ માળી બના ✠ લેતે થે અંબર કી હવા
અબ કુછ નહીં હસરત સિવા ✠ સબ કુછ ખળા જાતે રહે
તન મેં વો તાકત ન રહી ✠ બાલાં સિયાહી ન રહી
દિલ કી સિયાહી ન રહી ✠ ઐશો મઝા જાતે રહે
અબ અજલ હૈ નજદીક તર ✠ કરની નિગાહ તેરે ઉપર
રહેના તેરા હૈ કિસ કદર ✠ બે-ઈન્તેહા જાત રહે.
જબ આપ કા પયગામ હૈ ✠ ફિર કયા તુજે આરામ હૈ
ફિર જીંદગી કિસ કામ હૈ ✠ જબ મુસ્તફા જાતે રહે
કુછ દિન તુમ્હારા હૈ હુકમ ✠ આજિઝ હોકર મરના હૈ તુમ
લાખોં કે હોગયે નામ ગુમ ✠ જો કરા જફા જાતે રહે
જબ હો ગઈફી તુજ ઉપર ✠ તુજકો હટાવે દૂર કર
જલ્દી ન આ પૂછે ખબર ✠ આજિલ બના જાતે રહે

તરફ સે અવ્વલ હો ગરીબ ❋ તરફસે ખુદા કાદિર મુજીબ
વો અજર હો સબકો નસીબ ❋ જો કર કમા જાતે રહે
ખલકત ખુદા કી મતા સતા ❋ ઉસ અદલ સે બચના કુજા
ગયે લાખ ઝાલિમ હા જફા ❋ ખલકત સતા જાતે રહે
હર બદ અમલ બદ શકલ કર ❋ ઉસવાર હો ઝાલિમ ઉપર
દોઝખ લે જાવે ખ્વાર કર ❋ ખ્વારી ઉઠા જાતે રહે
કબ તક કલમ લેકર રહું ❋ કિસકો લિખૂં કિસકો પઢું
કિસ કિસકી હાલત મેં કહું ❋ બે-ઇન્તેહા જાતે રહે
લઅનત કર આસામાનો ઝમીં ❋ જો દિલ ખુદા દોસ્ત નહીં
જન્નત ન પાવે વો કહીં ❋ દોઝખ તપા જાતે રહે
જીસકો નહી પ્યારા નબી ❋ બે-શક હૈ વો દુશ્મને રબ્બી
દવલત જો પ્યારી ઉમ્ર થી ❋ ઝાએઅ લુટા જાતે રહે
ફાજિર હો યા આબિદ વલી ❋ સબકા ગુઝર એક હી ગલી
જાના હય સબ ખલ્કકા ચલી ❋ સબ અંબિયા જાતે રહે
જીસને તુજે પૈદા કિયા ❋ સર કો ઉસી દર પર જુકા
મુન્કિર ઉપર કહરે ખુદા ❋ ફિત્ના જગા જાતે રહે
અબ કર શરમ અબ કર શરમ ❋ કયૂં ન કરે દિલકો નરમ
બે ફિકર હૈ તુ હમ બ-દમ ❋ ખૌફે ખુદા જાતે રહે
યા રબ હૈ આજિઝ કી દુઆ ❋ દોસ્ત મિલા બખ્શો ખતા
આશિક જુવે હોકર ફિદા ❋ કલમા સુના જાતે રહે
સુફી તુજે કયૂં હય ગમ ❋ રખતા હય અપની ચશ્મ નમ
હામી હુંય જબ શાહે ઉમમ ❋ ગો ઝા હિર જાતે રહે.

સમાપ્ત

